# 'વિપિન'ની નોટ્સ

રચનાર

જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે, એમ. એ.
ઉપતંત્રી, 'ગુજરાતી સાહિત્ય' તથા સભ્ય, 'સાહિત્યસંસદ્'

---

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ,
નાણાવટ—સુરત.

કિંમત ૦-૧૨-૦.

# ઉપોદ્‌ઘાત

## ૧

## રા. રાજેન્દ્રરાવ સોમનારાયણ બી. એ., જે. પી.ની જીવનરેખા

રા. રાજેન્દ્રરાવનો જન્મ સુરતમાં વડનગરા નાગર બ્રાહ્મણની જ્ઞાતિમાં ઇ. સ. ૧૮૮૨માં થયો હતો. એમના પિતાનું નામ સોમનારાયણ અને માતાનું નામ વિજયાગૌરી હતું.

રા. સોમનારાયણ પ્રીવીઅસ સુધી અભ્યાસ કરી પ્રથમ જુનાગઢ રાજ્યમાં નવાબના ખાનગી શિક્ષક તરીકે જોડાયા હતા, પણ પાછળથી મુંબાઈ આવી એ શેરબજારમાં જોડાયા. ત્યાં એમનો ભાગ્યોદય અપૂર્વ થયો; અને સર શાપુરજી, પ્રેમચંદ રાયચંદ વગેરે સાથે શેરબજારના અગ્રણિઓમાં તેમની ગણના થવા લાગી. પાછળથી સટ્ટામાં એમને ખોટ આવી ને થોડા વર્ષમાં એમનો સ્વર્ગવાસ થયો.

પિતાના અવસાન વખતે રા. રાજેન્દ્રરાવની ઉંમર ઘણી નાની હતી. એમને ઊછેરવાનું કાર્ય એમના માતાને માથે આવી પડયું. એમનાં માતા સંસ્કારી અને સુશિક્ષિત હતાં. તે સમયે ઘણું વિરલ ગણાય એવું, અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ એમણે પોતે જાતે મહેનત કરી મેળવ્યું હતું એમનાં ચારિત્ર્ય, સંસ્કાર ને વિદ્યાપ્રિયતાથી રા. રાજેન્દ્રરાવનું આખું જીવન ઘડાયું છે.

ઇ. સ. ૧૯૦૨માં બી. એ.ની પરીક્ષા પાસ કરીને એઓ સેક્રેટેરીએટની ઓફિસમાં જોડાયા. પરંતુ ૭ મહિનામાંજ પોતાની માતાની યાત્રાદિ કરવાની ઇચ્છા પરિપૂર્ણ કરવા ખાતર એ નોકરીનું એમણે રાજીનામું આપ્યું. ત્યાર પછી નડિયાદમાં કેળવણીખાતામાં જોડાયા. પરંતુ એ ખાતામાંથી પણ સ્વાતંત્ર્યપ્રિય સ્વભાવને લીધે એમને રાજીનામું આપવું પડયું. ત્યાર બાદ સ્પીસી બેંકમાં આઠ માસ સુધી કેન્ડીડેટ તરીકે કામ કરીને ત્યાં કંઇ મતભેદ

થવાથી એઓ આખરે, પિતાને પગલે ચાલી, શેરબજારમાં જોડાયા. ત્યાં ક્રમે ક્રમે ઓનરરી ઓડિટર, ડીફોલ્ટર કમીટીના સભ્ય, ઇન્સાફ કમીટીના સભ્ય, સેક્રેટરી થઈ અત્યારે ઉપપ્રમુખના પદ સુધી પહોંચ્યા છે. શેરબજારમાં એક વખત અણીને પ્રસંગે એમણે દાખવેલી કાર્યદક્ષતાની કદર કરી સરકારે એમને ઇ. સ. ૧૯૨૭માં જસ્ટીસ ઓફ ધી પીસ (જે. પી.) બનાવ્યા.

'વિપિન' એ એમની પ્રથમ કૃતિ છે. ઇ. સ. ૧૯૧૦માં એ પ્રસિદ્ધ થઈ. એ પુસ્તકે વિદ્વાન તેમજ જનતાની સારી પ્રીતિ સંપાદન કરી છે. ત્યાર પછી દશેક વર્ષે લેખકનું બીજું પુસ્તક 'મોગલ સન્ધ્યા' પ્રગટ થયું. એ ઐતિહાસિક નવલકથા છે. એમાં ઔરંગઝેબના સમયનું વર્ણન છે. નવલકથાની દૃષ્ટિએ એને 'વિપિન' જેવી સફળ કૃતિ કહી શકાય એમ નથી. તેમજ 'વિપિન' જેટલો લોકાદર પણ એ પામ્યું નથી. નવલકથા કરતા ઇતિહાસનું તત્ત્વ એમાં વધારે પ્રમાણમાં છે. પાત્રાલેખન, વસ્તુવિકાસ વગેરે બાબતમાં એ 'વિપિન' કરતાં ઊતરતું છે. એ બે નવલકથાઓ ઉપરાંત જૂદા જૂદા સામયિકમાં લખેલા છૂટક લેખો, તથા જૂદા જૂદા પ્રસગે આપેલાં ભાષણો; એટલા સિવાય એમની બીજી કોઈ કૃતિ પ્રસિદ્ધ થઈ નથી. જે માર્મિક કટાક્ષ કરવાની શૈલી 'વિપિન'માં માલમ પડે છે તેજ શૈલી એમનાં ભાષણો તથા લેખોમાં પણ જોવામાં આવે છે.

---

# 'વિપિન'

'વિપિન' એ સામાજિક નવલકથા છે. પ્રસ્તાવનામાં લેખકે જણાવ્યું છે તેમ "વાર્તા આ કાળનીજ છે. વીસમી સદીની આપણી સાંસારિક સ્થિતિ સમજાવવા પ્રયત્ન કર્યો છે. સંસારસુધારાને અંગે ચર્ચાતા વિષયો વાર્તામાં થોડાક આવી જાય છે."

સમાજની રૂઢિઓનું ચિત્ર આપવું, સમાજના રીતરીવાજોમાં કેવા સુધારા કરવાની જરૂર છે તેનું સૂચન કરવું, એ મોટે ભાગે આવી નવલકથાઓનો ઉદ્દેશ હોય છે. પરંતુ એ ઉદ્દેશનું નિરૂપણ એવી રીતે થએલું ન હોવું જોઈએ કે જેથી એ વાર્તા વાર્તા મટીને પ્રચારકાર્ય જેવી બની જાય; લેખક વાર્તાકારને બદલે નિબંધકાર કે ઉપદેશક લાગવો ન જોઈએ. મુખ્ય તેમજ અન્ય પાત્રાદિદ્વારા પોતાના સિદ્ધાન્ત કે અભિપ્રાયો રજૂ કરતાં લેખકે ખાસ સાવચેતી એ રાખવાની છે કે તેમ કરતાં વાર્તાના પ્રવાહમાં અંતરાય ન આવવો જોઈએ. તેમજ અસ્વાભાવિકતા ન દેખાવી જોઈએ. વાર્તાનો રસપ્રવાહ અખંડ રાખવો એ મુખ્ય કાર્ય છે, અને સિદ્ધાન્ત ને અભિપ્રાયો રજૂ કરવા એ ગૌણ કાર્ય છે એમ લેખકે ધ્યાનમાં રાખવું જોઈએ. આ સાવચેતી ન રાખવાથી વાર્તાનો રસપ્રવાહ ખંડિત થાય છે એટલુંજ નહિ, પણ જે ઉદ્દેશથી લેખકે લખ્યું હોય છે તે ઉદ્દેશ પણ બરાબર પાર પડતો નથી; કારણ કે લોકોને કોઈની પાસેથી શીખામણ સાંભળવી રુચતી નથી. આથી વાર્તાના ભેગો જે ઉપદેશ આડકતરી રીતે મળે છે તેની વિશેષ અસર થાય છે. 'કથાના રૂપમાં બાળકોને નીતિ શીખવીએ છીએ' એમ હિતોપદેશના લેખકે કહ્યું છે તે એકલા બાલકોનેજ નહિ, પણ સર્વ મનુષ્યને લાગુ પડે છે. સ્વ. ગોવર્ધનરામ, વિક્ટર હ્યુગો વગેરે મોટા લેખકો પણ આ દોષમાંથી બચી શક્યા નથી. 'વિપિન'માં પણ આ દોષ કેટલેક અંશે જોવામાં આવે છે. લેખકે પ્રસ્તાવનામાંજ લખ્યું છે કે, "નીતિના વિષય ઉપર નિબંધ લખવા વિચાર હતો. નિબંધના વાંચનારા આપણામાં બહુ થોડા, તેમાં રસ લેનારા કોઈકજ, તેથી એક વાર્તા લખવાનું મેં ઉચિત ધાર્યું." એમ આ વાર્તાલેખનનો ઉદ્દેશ :

નીતિનું નિરૂપણ કરવાનો છે એમ લેખક પોતેજ કહે છે. પાશ્ચાત્ય રીતરિવાજોનું અનુકરણ, ફેશનનો મોહ, દેશાભિમાન, પરદેશગમન, જ્ઞાતિસંસ્થા આપણી લગ્નસંસ્થા, સ્ત્રીશિક્ષણ, પુનર્લગ્ન, કેળવણીખાતું, દેશી રાજ્ય, મહાસભા અને ભારતનું ધ્યેય ઈત્યાદિ ઈત્યાદિ વિષયો પર લેખકે જૂદા જૂદા પાત્રોદ્વારા પોતાના વિચારો દર્શાવ્યા છે. તેમજ જે વિચારો દર્શાવ્યા છે તે સાથે બધા એકમત ન થઈ શકે, તોપણ એ વિચારો લેખકે બહુ સ્પષ્ટ, સબળ ને સુંદર શૈલીમાં દર્શાવ્યા છે એમ દરેકને કબૂલવું પડે તેમ છે. ઘણે સ્થળે એ વિચારો સ્વાભાવિક ઉદ્‌ગારરૂપે આવે છે અને ત્યાં વાસ્તવિક પણ લાગે છે; છતાં કેટલેક સ્થળે એ વાર્તારસમાં અંતરાયરૂપ થઈ પડે છે; આટલો ભાગ વાર્તામાંથી કાઢી નાંખ્યો હોત તો વાર્તારસને જરાપણ હાનિ ન થાત, એમ લાગે છે; અને તેટલે અંશે એ અસ્વાભાવિક લાગે છે.

સ્વ. ગોવર્ધનરામની છાયા 'વિપિન'માં ઘણે સ્થળે જોવામાં આવે છે. બીજા પ્રકરણનું અનુસંધાન છેક સોળમા પ્રકરણ સાથે થાય છે તે, રાજ્યની ખટપટ, નાયક કરતાં નાયકના પિતા વગેરેની પૂર્વકથાનું લાંબું વર્ણન, વચ્ચે વચ્ચે વાચકને સંબોધન તથા લાંબા ને કંઇક દીર્ઘસૂત્રી વર્ણનો વગેરે સરસ્વતીચંદ્રનું સ્મરણ કરાવે છે. સરસ્વતીચંદ્રના ચાર ભાગ છે તેથી તેમાં આગલા ભાગમાં નાયક કરતાં જૂદા પાત્રોની કથા આવવાથી પ્રમાણભંગ થતો નથી. પરંતુ ' વિપિન 'માં વિપિન કરતાં ચંદ્રરાવને વધારે મહત્ત્વ અપાયું હોય એમ આગલાં પ્રકરણો પરથી લાગે છે. ગોવર્ધનરામ ઉપરાંત 'વિપિન'માં બીજી છાયા જેન ઑસ્ટિનની જોવામાં આવે છે. પાત્રો તથા ગૃહજીવનની વાતોના વર્ણનમાં તથા માર્મિક અને કટાક્ષભર્યાં સૂચનો કરવામાં જેન ઑસ્ટિનની સબળ છાપ જોવામાં આવે છે.

વાર્તાનું વસ્તુ સાદું પણ રસિક છે, અને તેની ગૂંથણી પણ ચાતુર્યથી કરવામાં આવી છે. અસ્વભાવિક કે કૃત્રિમ ન લાગે એવા પ્રસંગો ઉત્તરોત્તર જિજ્ઞાસા વધારે એવી રીતે ગોઠવવામાં આવ્યા છે. આપણા જમાનાની કેટલીક ખાસીઅતો બહુ કુશળતાથી રજુ કરી છે, તે પર માર્મિક પ્રહારો કર્યા છે. વાતાવરણ હાલના સમયનું છે, અને તે યથાર્થતાથી રજુ કરવામાં આવ્યું છે. પાત્રાલેખન એકંદરે સ્વાભાવિક ને સુગમ્ય છે. રંગરાવ, ઉન્મતિ,

બિરિજચંદ્ર, ગંભીર, સભાકાકી, નિંદાત્તેજકખ્યા, જસમીન, રસિકા વગેરે પાત્રો સુરેખ, સ્પષ્ટ વ્યક્તિત્વવાળાં ને જીવન્ત છે. માનવ સૃષ્ટિનું સૂક્ષ્મ અવલોકન કરી પાત્રોની પસંદગી કરી હોય એમ લાગે છે. આમ છતાં એકે પાત્ર અદ્‌ભુત નથી, તેમજ છેક નિર્જીવ પણ નથી. કુમુદ, મુંજ, મુંજાલ કે મંજરી જેવું સાહિત્યસૃષ્ટિમાં કે વ્યવહારસૃષ્ટિમાં વિરલ એવું એકે પાત્ર 'વિપિન'માં નથી. એમનાં પાત્રો માત્ર સદ્‌ગુણ કે દુર્ગુણના પૂતળાં નથી, પણ સજીવ ને વૈવિધ્યવાળાં છે. જૂદા જૂદા પ્રકારના મનુષ્યોના માનસનું લેખકે અવલોકન કર્યું છે. આથી પાત્રાલેખનમાં અસ્વાભાવિકતા આવી જતી નથી. કેટલાક પાત્રોનો વિકાસ, માનવ જીવનમાં થાય છે તેમ, ધીરે ધીરે થતો નથી. પરંતુ કર્તાએ એ પાત્રો પ્રથમથી ઘડીને મુક્યા હોય એવું લાગે છે. વાર્તાનાયક 'વિપિન'ની પ્રિયતમા શિશિરનું પાત્ર કંઈક આવું છે. એનો વિકાસ થવો જોઈએ તે પ્રમાણમાં થતો નથી: તેમજ એને 'વિપિન'ની પ્રિયતમા થવા સિવાય બીજી રીતનું જીવન હોય એમ લાગતું નથી. શૃંગાર, કરુણ, અદ્‌ભુત, હાસ્ય ઇત્યાદિ વિવિધ રસોનું આલેખન કર્તાની સર્વાનુભવરસિકતા ( Objectivity ) પૂરવાર કરે છે. શૈલી રૂઢ, સરળ છતાં તેજસ્વી ને સંસ્કારી છે. સચોટ, સંક્ષિપ્ત માર્મિક કટાક્ષથી ભરેલી એમની શૈલી સંસ્કૃતમયતા કે પાંડિત્યના ભાર વગરની છે. આપણી સામાજિક પરિસ્થિતિ, સાંસારિક રુઢિઓ તથા અનુકરણશીલ વૃત્તિનું માર્મિક કટાક્ષોભર્યું એ વર્ણન કરે છે તે વિચારપ્રેરક છે. માર્દવ ને લાલિત્ય, કલ્પના ને કાવ્યમયતા કરતાં એમની શૈલીમાં વિચાર પ્રેરકતા ને અનુભવદર્શન વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. એમની વર્ણનશૈલી વર્ણ્ય વસ્તુનું ચિત્ર ઉભું કરવા કરતાં તે વિષેનો લેખકનો અભિપ્રાય કેવો છે તે વિશેષ દર્શાવે છે. કેટલીક વાર અતિશય સંક્ષિપ્તતા તથા દૂરાકૃષ્ટ સૂચનોને લીધે શૈલીમાં સંદિગ્ધતા આવી જાય છે તથા અર્થબોધ તરત થતો નથી. એક વસ્તુ ઉપરથી લેખક તરત તેની શાબ્દિક સરખામણીમાં ઉતરી પડે છે અને તેને અંગે કંઈક સૂચન કે માર્મિક કટાક્ષ કરે છે. વાચકને તે એકદમ સમજાતુ નથી. અલંકારો ઉચિત અને ઓછા, પ્રસંગપૂરતાજ વાપર્યાં છે. કલ્પનાનાં ઉડ્ડયનો ઘણાં ઉંચાં હોતાં નથી, પણ

માર્મિક ને અસર કરે એવી રીતે કલ્પનાશક્તિનો ઉપયોગ સ્થળે સ્થળે કરાએલો જોવામાં આવે છે. હૃદયના કોમલમાં કોમલ ભાવો કે અતિ સામાન્ય ને નિર્જીવ વસ્તુનું વર્ણન એઓ એકસરખી રસિકતાથી કરી શકે છે.

## વાર્તાનો સારાંશ નીચે મૂજબ છેઃ—

શરદ પુનેમની રાતે 'વિપિન'ના પિતાનો જન્મ થએલો હોવાથી તેનું નામ ચંદ્રરાવ પાડવામાં આવ્યું હતું. ચંદ્રરાવ શરીરે દેખાવડો અને બુદ્ધિમાં તેજસ્વી હતો. એના શૈશવ કાળમાંજ એના પિતાનું અવસાન થયું. આથી એને ઉછેરવાનો, ભણાવવાનો બધો ભાર એની માતા અનુબા પર આવી પડ્યો. અનુબા ધીરસ્વભાવની અને સંસ્કારી સ્ત્રી હોવાથી એણે પુત્રને સારી કેળવણી આપી તેને સંસ્કારી બનાવવા પૂરેપૂરી ખંત રાખી. ચંદ્રરાવ મેટ્રિક સૂધી આવ્યો ને એના વિવાહ થયા. એ મેટ્રિક પાસ થયો પછી, પોતાની અનિચ્છા છતાં સાસરિયાંની ઇચ્છા હોવાથી તથા માતાનો આગ્રહ હોવાથી એને લગ્ન કરવાં પડયાં, અને તેને લીધે અભ્યાસ છોડવો પડયો. પિતાએ મૂકેલો થોડો ઘણો પૈસો લગ્નમાં ખરચાઈ જવાથી એને તરત નોકરી શોધવાની જરૂર પડી. મુંબઇમાં એક મેમણ શેઠને ત્યાં એને જગા મળી. શેઠ જાત જાતનો વહેપાર કરતા અને સ્વદેશીની ચળવળનો લાભ લઇ એમણે મીલ પણ કાઢી હતી. ધીરે ધીરે ચંદ્રરાવની હોંશિયારી તથા પ્રમાણિકતા જોઈ શેઠની મહેરબાની એના પર દિવસે દિવસે વધતી ગઈ; અને પોતાનો ખાસ વિશ્વાસુ મુનીમ બનાવ્યો. એને બે સંતતિ થઇ. એક પુત્રી, તારા; અને એક પુત્ર, વિપિન. તારા યોગ્ય ઉંમરની થતાં તેના લગ્ન વિનોદચંદ્ર નામના કેળવાએલા પણ ગરીબ ગૃહસ્થની સાથે કર્યાં. થોડાજ વખતમાં ચંદ્રરાવની પત્ની રસિકા સરકીનો ભોગ થઈ મૃત્યુ પામી. ચંદ્રરાવને એનો વિયોગ ઘણોજ સાલ્યો; એને જગત પર વૈરાગ્ય આવી ગયો. એની તબિયત ધીરે ધીરે બગડવા માંડી હતી. કામમાં એને ઝાઝી ગમ પડતી નહોતી. આથી શેઠે એને માથેરાન જવા આગ્રહ કર્યો. વિપિન કૉલેજનો અભ્યાસ પૂરો કરી તરતનોજ બી. એ. થયો હતો. એને પણ આરામ લેવાની જરૂર હતી. એટલે વિપિન તથા પોતાની માતા અનુબાને લઈ

ચંદ્રરાવ માથેરાન ગયા. ત્યાં નૂતનપુર મહારાજા સાથે ચંદ્રરાવના જૂના મિત્ર બિરિજચંદ્ર તથા એના જમાઈ વિનોદચંદ્ર પણ હતા. માથેરાનમાં બિરિજચંદ્રની પુત્રી શિશિરને વિપિને જોઈ. જોતાં વારને એ એની સાથે પ્રેમમાં પડયો. બિરિજચંદ્ર એના પિતાના મિત્ર હોવાથી તેમજ બિરિજચંદ્રના પુત્ર મિત્રમન સાથે પરિચય થવાથી વિપિન શિશિરના ઘણાં સમાગમમાં આવ્યો. શિશિરને પણ ધીરે ધીરે વિપિન માટે સ્નેહ થવા માંડયો. એટલામાં નૂતનપુરના દિવાન મૃત્યુ પામ્યા અને રાણા સાથે બિરિજચંદ્ર વગેરેને ત્યાં જવું પડયું. દિવાનની જગ્યા બિરિજચંદ્રને સોંપાઈ. ચંદ્રરાવ તથા વિપિન પણ મુંબાઇ આવ્યા.

વિપિનનીજ જ્ઞાતિનો હકુમતરાય નામનો ગર્ભશ્રીમંત શેઠીઓ મુંબાઈમાં વસતો હતો. તેને રંગરાવ નામનો વિપિનની ઉંમરનો એક પુત્ર હતો. તેની સાથે વિપિનને મૈત્રી હતી. રંગરાવ સ્વભાવે સહેલાણી હતો; છતાં વિપિનના પર એને ખરેખરો ભાવ હતો અને વિપિનનો એના પર કંઇક અંકુશ પણ હતો. હકુમતરાયને રંગરાવ સિવાય મોજીલાલ નામનો પુત્ર અને બે પુત્રીઓ હતી. તેમાંની નાની પુત્રી બિરિજચંદ્રના પુત્ર મિત્રમન સાથે પરણી હતી અને શિશિરનો વિવાહ મોજીલાલ સાથે થયો હતો. મોજીલાલમાં નામ પ્રમાણેજ ગુણો હતા. બધી વિદ્યામાં પારંગત એવો, બધા દુર્ગુણોનો ભંડાર જેવો બિહારી નામનો એનો મિત્ર હતો. તેની નજર રંગરાવની પત્ની જસમીન તરફ હતી. જસમીન સ્વભાવે અનીતિપરાયણ નહિ છતાં દૃઢ સંકલ્પવાળી નહોતી. અને એને પણ બિહારી જોડે છૂટ લેવી ગમતી. આખા ઘરમાં સ્વતંત્રતાને નામે માત્ર સ્વચ્છંદતા પ્રવર્તતી. હકુમતરાયનો મોટો ભાઇ એને ત્યાંજ રહેતો. એ ઘણો ચકોર તથા અનુભવ વૃદ્ધ હતો. પોતાના ભાઇના ઘરમાં વ્યાપેલી અવ્યવસ્થા એણે જોઈ હતી. પાશ્ચાત્ય સંસ્કાર અને સગવડોને લીધે આપણી પરાધીનતા વધતી જાય છે તે એણે જોયું હતું. ચોરની પેઠે વિહારી એક રાત્રે ઘરમાં ઘુસ્યો હતો ત્યારે ઇલેકટ્રીસીટી તથા નળ વિષે જે ઉદ્ગારો એણે કાઢયા હતા તે એનું દૂરદર્શિત્વ દર્શાવે છે. એ અને વિપિન હકુમતરાયના ઘરની સ્થિતિ સુધારવા બહુ પ્રયત્ન કરતા પણ બંનેમાંથી એકેનું વળતું નહિ. એ અરસામાં રંગરાવ બેરિસ્ટર થવા વિલાયત ગયો. વિપિન ઘેર આવતો બંધ થયો; અને બિહારી અને જસમીનને નડતો અંતરાય દૂર થયો.

ચંદ્રરાવ જેને ત્યાં મુનીમ હતો તે શેઠને ખોટ પર ખોટ આવવા માંડી. બંગલાઓ ગીરે મૂકાયા; મિલો લીક્વીડેશનમાં ગઇ; અને શેઠનું હૃદય ધીરે ધીરે નિર્બળ થઇ ગયું, અને એક દિવસ અચાનક હૃદય અટકી જતાં શેઠનું અવસાન થયું. લહેણદારોના તગાજા ન વેઠી શકવાથી ચંદ્રરાવે પોતાની બધી કમાણીનો ભોગ આપી શેઠનું દેવું જેમ તેમ પતાવ્યું. એ અરસામાં એના માતા અનુબા પણ મૃત્યુ પામ્યાં. આથી એનો વૈરાગ્ય ઘણો તીવ્ર થયો અને વિપિનને બિરિજચન્દ્રને ત્યાં નૂતનપુર મોકલી પોતે કોઇને જણાવ્યા વગર કાશી જઇને રહ્યો.

નૂતનપુરના રાણા સુજનસિંહનું મૃત્યુ થવાથી તેની ગાદીએ એનો પુત્ર મનોજકુમાર આવ્યો. પણ એ એના પ્રજાપ્રિય ને કુશળ પિતા જેવો દૃઢ ચારિત્ર્યશાળી નહોતો; કંઇક કાચા કાનનો પણ હતો. બિરિજચંદ્રને ત્યાં આવીને વિપિન રહ્યો. શિશિર સાથેનો તેનો પરિચય દિવસે દિવસે વધવા માંડયો; અને એ વધારે ને વધારે શિશિરમય થતો ગયો. શિશિરને પણ વિપિન તરફ વધારે ને વધારે ભાવ થવા માંડયો. પરંતુ લોકમાં વાત ચર્ચાવા માંડી કે શિશિરનો મોજીલાલ સાથેનો વિવાહ તૂટવાનો છે અને વિપિન જોડે થવાનો છે. આથી વિપિનને બિરિજચંદ્રનું ઘર છોડવું પડયું. નૂતનપુરના નવા રાણા મનોજકુમારે વિરિંચિલાલ નામના બાહોશ પરંતુ સ્વાર્થી મનુષ્યને પોતાના કુંવરના શિક્ષક તરીકે રાખ્યો હતો. એ ઘણો ખટપટી હતો, અને ધીરે ધીરે એણે રાણા પર પોતાની સત્તા જમાવી રાજ્યની લગામ પોતાના હાથમાં લેવા માંડી. ચંદ્રરાવનો જમાઈ વિનોદચંદ્ર રાજ્યની બેંકનો ઉપરિ હતો. તેના પર તથા દિવાન બિરિજચંદ્રના ઘર પર એણે યુક્તિ કરી જપ્તી બેસાડાવી. બિરિજચંદ્ર તે વેળા ઘર બહાર હોવાથી મુક્ત રહી શક્યો. વિરિંચિલાલ દિવાન નીમાયો. કમિશન બેઠું. સર્વાનુમતે બધા નિર્દોષ ઠર્યા. પણ રાજ્યમાં જ્યાં સુધી વિરિંચિલાલ રહે ત્યાં સુધી નોકરી કરવી નહિ એવા અભિપ્રાયથી બિરિજચંદ્ર નૂતનપુર છોડીને સકુટુમ્બ મુંબાઈ ગયો.

આણી તરફ વિપિન, પોતાના પિતા કાશી છે, એમ ખબર પડવાથી કાશી ગયો. ત્યાં પિતાને મળતાં માલમ પડયું કે શેઠનું લહેણું એક ગૃહસ્થ પાસેથી નીકળતું હતું. તેનું લખાણ ન હતું છતાં તે ગૃહસ્થે પ્રમાણિકતાથી

એના નીકળતા પૈસા જાતે આવી ચૂકવી આપ્યા. આથી ચંદ્રરાવની આર્થિક સ્થિતિ પહેલાં કરતાં ઘણી સુધરી. પોતાના જુના મિત્ર બિરિન્ચચંદ્ર પાસે નૂતનપુર જવાનો એણે વિચાર કર્યો. પણ ત્યાંના સમાચાર મળતાં વિપિન તથા ચંદ્રરાવ પાછા મુંબાઈ આવ્યા.

રંગરાવ વિલાયતથી પાછો ફર્યો હતો. ત્યાં જઈને પુરાણી પ્રથાઓને વધારે ધિક્કારતાં એ શીખી આવ્યો હતો. જસમીનની વિનંતીથી એણે બિહારીને તેને અંગ્રેજી શીખવવા રાખ્યો. જસમીન બિહારીની જાળમાં વધારે ને વધારે ફસાવા માંડી. રંગરાવને માર્ગમાંથી દૂર કરવા બિહારીએ જસમીનને સલાહ આપવા માંડી. જસમીનની એટલી હિંમત ચાલી નહિ. એણે વિચાર કરી બીજે દિવસે જણાવવાનું કહ્યું. રંગરાવ બહારથી ફરીને આવતો હતો તેણે દાદર પર ઉભા ઉભા આ સંવાદ સાંભળ્યો. જોસથી બારણા ખોલી નાંખી, બિહારી જવાની તૈયારી કરતો હતો તેને એણે ગરદનમાંથી પકડ્યો ને દોરડું મંગાવી તે વતી બાંધ્યો. જસમીનને પણ શિક્ષા કરી. એટલામાં મોજીલાલ ત્યાં આવ્યો. તેને પણ એણે પુષ્પાંજલિ આપી. એટલામાં વિપિન તથા મિત્રમન જોડે એણે નાટક જોવા જવાનું કબુલ કર્યું હતું. તે એને તેડવા આવ્યા. તેમણે આ રંગ જોયો. વિપિન રંગરાવના પિતા તથા માતાને બોલાવી લાવ્યો. તેની મદદથી એણે રંગરાવને ઠંડો પાડ્યો અને બિહારીને છોડી મૂકાવ્યો. મિત્રમને ઘેર જઈ કોઇનું નામ જણાવ્યા વગર આ વાત ઘેર કહી. ધીરે ધીરે નામઠામ સાથે વાત બહાર આવી. બિરિન્ચ-ચંદ્રના ઘરનાં સર્વ જણે મોજીલાલને એના ખરા સ્વરૂપમાં ઓળખ્યો અને શિશિરનો વિવાહ તોડીને વિપિન સાથે કરવાનું નક્કી થયું.

વિરિંચિલાલના કારભારમાં નૂતનપુરની સ્થિતિ દિવસે દિવસે બગડતી જતી હતી. કુંવર વીરકુમાર એના દાદા જેવો હતો. પ્રજાનું કલ્યાણ કરવાની એનામાં હોંસ ને શક્તિ હતી. એણે વિરિંચિલાલની ખટપટ જોઈ. અને ગમે તે પ્રકારે એને રાજ્યમાંથી હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો અંતે વિજયસિંહ નામના વૃદ્ધ સરદારની મદદથી એણે વિરિંચિલાલના બધા ઘોંટાળા પોતાના પિતા સમક્ષ ખુલ્લા કર્યાં. વિરિંચિલાલનો ન્યાય કરવામાં આવ્યો; એ ગુન્હેગાર

ફર્યો અને એને નૂતનપુર છોડીને ચાલ્યા જવું પડયું. મનોજકુમારે પોતાની ભૂલ જોઇ અને પશ્ચાત્તાપ તરીકે પોતે નિવૃત્ત થઇ ગાદી કુંવર વીરકુમારને સોંપી. જુના દિવાન બિરિજચંદ્રને પાછા બોલાવ્યા. વીરકુમાર પહેલાં વિપિનના પરિચયમાં આવ્યો હતો ને એના મોહક વ્યક્તિત્વથી આકર્ષાયો હતો. એણે વિપિનને પોતાના શિક્ષક તરીકે રાખવાની ઇંતેજારી દર્શાવી. વિપિને તે કબૂલ્યું. ન્યાતની નિંદાની પરવા રાખ્યા વગર બિરિજચંદ્રે શિશિરનો મોજીલાલ સાથેનો વિવાહ તોડી નાંખ્યો ને વિપિન સાથે કીધો અને "મૂહુર્તની શુભ પળે વિપિન શિશિરનો થયો, શિશિર વિપિનની થઈ."

## પાત્રો

'વિપિન'ની પહેલી બે આવૃત્તિ કરતાં આ ત્રીજી આવૃત્તિમાં ઘણા સુધારા કરવામાં આવ્યા છે. ભાષા, વસ્તુવિકાસ, વર્ણનો વગેરેમાં ઘણા અગત્યના સુધારા કરવામાં આવ્યા છે. તેજ પ્રમાણે પાત્રોમાં પણ પહેલા કરતાં ઘણા ફેરફાર કરાએલા જોવામાં આવે છે. પાત્રો પહેલાં વધારે સંગતતાવાળા અને સ્વાભાવિક બનાવ્યાં છે. કેટલાક નકામાં પાત્રો કાઢી નાંખવામાં આવ્યાં છે. રંગરાવ તથા કુબેરપ્રસાદનાં પાત્રો વધારે સુરેખ, વધારે જીવન્ત, વધારે આકર્ષક બનાવવામાં આવ્યાં છે. અહિં એ સુધારેલી આવૃત્તિ પ્રમાણેજ પાત્રોનો પરિચય આપવામાં આવ્યો છે.

### વિપિન

એ આ વાર્તાનો નાયક છે. નાનપણથીજ એ બહુ ચાલાક હતો. એની રમત પણ એવી હતી કે જેમાંથી તેને કંઈ શીખવાનું મળતું. એની માતા રસિકાએ એની કેળવણી પાછળ ઘણું લક્ષ આપ્યું હતું. એનું ભવ્ય કપાળ એની બુદ્ધિનું ભાન કરાવતું. એ ઘણો દેખાવડો હતો. સંગીતશાસ્ત્રનું એને સારૂં જ્ઞાન હતું. "તેના કંઠની મધુરતા, વાણીની રસિકતા તથા મીઠાશ તેની પાસે આવનારને મુગ્ધ કરી નાંખતાં અને મનમાં વિપિનનું કહ્યું ન કરવાનો દૃઢ નિશ્ચય કરનાર આદમી એકવાર તેની સાથે મુલાકાત થતાં પોતાનો નિશ્ચય ફેરવતો, તે દોરે તેમ દોરવાતો. એ બી. એ. થયો હતો પણ તેનું એને અભિમાન ન હતું. ગંભીર જેવો સંશયાત્મા પણ એના

૧૪૨૧૨

ગુણથી આકર્ષાય છે. દેશાભિમાન એનામાં ઉભરાય છે. એનો મિત્ર રંગરાવ પાશ્ચાત્ય રીતભાત તથા પાશ્ચાત્ય પોશાકનો શોખીન છે. તેને સુધારવાને એ પ્રયત્ન કરે છે. પરંતુ જે એના ઉપદેશથી નથી થતું તે હારીને રંગરાવ કરે છે. એની વાતચીતથી બધાં અંજાઈ જાય છે. રંગરાવ જેવો એનાથી ઉલટાજ ગુણો ધરાવનારો એનો સાચો મિત્ર બની રહે છે, લગભગ એને વશવર્તી થાય છે તેનું કારણ એજ છે. એની વાતચીત કરવાની લઢણ જોઈ પ્રમાદી મિત્રમનનું મસ્તક પણ અજાણપણે એના તરફ નમે છે. બિરિજચંદ્ર જેવા પાકા મુત્સદ્દીના પર પણ એની વાતચીત કરવાની ઢબની અસર થાય છે અને પોતાના પુત્રને એવી રીતે વાતચીત કરતાં શીખવવાનું કહે છે. રાણો વીરકુમાર પણ એની વાતચીતથી અંજાઈ જાય છે અને એને પોતાનો શિક્ષક નીમે છે. એનું હૃદય ઘણું કોમળ અને મન પોચું છે. પિતાની આજ્ઞા એ હંમેશ ઉઠાવે છે. ચંદ્રરાવ એને નૂતનપુર મોકલે છે તે એને જરા ગમતું નથી છતાં પિતાની આજ્ઞા માથે ચઢાવી એ જાય છે. પોતાની બધી મીલકત શેઠનું દેવું પતાવવામાં વાપરી નાંખી એના પિતા એને લગભગ નિર્ધન બનાવી દે છે તેનો એને જરા શોક થતો નથી.

પ્રાચીન રીતરીવાજો માટે એને ઘણો પૂજ્યભાવ છે, છતાં એનામાં અંધશ્રદ્ધા નથી. ધર્મિષ્ઠતા અને ધર્માંધતાનો એ સૂક્ષ્મ વિવેક કરી શકે છે. રંગરાવ વિલાયતથી પાછો ફરે છે ને પોતાની જ્ઞાતિના કેટલાક મનુષ્યોને ચહા પીવા તેડે છે ત્યારે જે અવિચારી, ઉચ્છેદક વિચારો કેટલાક યુવકો રજૂ કરે છે તેનો એ જરા પણ ઉશ્કેરાયા વગર દાખલાદલીલપૂર્વક સબળ રદીઓ આપે છે. છતાં આપણી સાંસારિક સ્થિતિ અને સામાજિક રૂઢિઓ સર્વશ્રેષ્ઠ છે અને તેમાં સુધારાને અવકાશ નથી એમ એ માનતો નથી. સંકલ્પ કરવાની ને તે પાળવાની દૃઢ શક્તિ એનામાં છે. શિશિર સિવાય અન્યને ન પરણવાની એ પ્રતિજ્ઞા લે છે અને તેનું પાલન પણ કરે છે.

કર્તાએ આમ એને આદર્શપાત્ર તરીકે ચીતર્યો છે. પણ એના પાત્રાલેખનમાં કેટલીક અસંગતતા તથા અવાસ્તવિકતા પેસી ગઈ છે. એની વાતચીત કરવાની ઢબ ઘણી આકર્ષક છે, અને બધાંજ એથી અંજાઈ

જાય છે, એમ લેખક જણાવે છે; છતાં કેટલીક વાર એના લાંબા ભાષણો અનુચિત ને અપ્રાસંગિક લાગે છે. વારેવારે નીતિ ને ફિલસુફી પર એ ઊતરી પડે છે, તેથી કોઇક વાર એ વધારે પડતો ડાહ્યો પણ લાગે છે. દાખલા તરીકે રંગરાવ સાથે એ ટ્રામમાં જાય છે, ત્યારે અતિ વેગથી આવીને એકદમ અટકી પડતી ટ્રામને જોઈ એ મનુષ્યના અભિમાન પર ચૌદ લીટીનું ભાષણ આપે છે, તે અવાસ્તવિક ને અનાવશ્યક લાગે છે. આપણી પ્રાચીન લગ્નપ્રથા તરફ એને પક્ષપાત છે, છતાં એ શિશિર સાથે પ્રેમમાં પડે છે, શિશિરમય થઈ જાય છે અને એની સાથેજ પરણવાનું વ્રત લે છે, એ પાશ્ચાત્ય કેળવણીના સંસ્કારથી એ મુક્ત રહી શક્યો નથી એટલુંજ સૂચવે છે. રંગરાવનો એના પર અનન્ય ભાવ છે, તેમજ પરદેશ-ગમનની એ વિરુદ્ધ નહોતો; છતાં રંગરાવ વિલાસથી પાછો ફર્યો ત્યારે ન્યાત મળે ત્યાં જઈ એના તરફથી લડવા એ તૈયાર નહોતો થયો. ઉલટું 'ન્યાત ના કહેશે તો તારે ત્યાં નહિ આવું' એમ એ કહે છે; તે ન્યાતના બંધારણ તરફની એની પ્રીતિ દર્શાવે છે, છતાં રંગરાવ તરફનો મિત્રધર્મ એ ચૂકે છે એમ પણ દર્શાવે છે. ટુંકામાં રંગરાવ એને એક પત્રમાં લખે છે તેમ એને પણ જરા એની જાતને જોતાં શીખવાની જરૂર છે, રંગરાવ સુધારક અને વિપિન સંરક્ષક એમ નથી. એ બંને આજ જમાનાના બાળક છે.

## રંગરાવ

રંગરાવ મુંબઇના એક ગર્ભશ્રીમંત શેઠીઆનો પુત્ર છે. સ્વભાવે એ લહેરી છે. પાશ્ચાત્ય રહેણીકરણીનો ચુસ્ત ઉપાસક છે. છતાં વિપિન જેવા પ્રાચીનરૂઢિ તરફ પક્ષપાત ધરાવનારનો દૃઢ મિત્ર પણ એ થઇ શકે છે. વિપિનના અભિપ્રાયો એને ખરા લાગે છે ત્યારે તે પ્રમાણે ચાલવાનું એને મન પણ થાય છે; છતાં ટેવને લીધે એ હંમેશ જેવુંજ વર્તન રાખે છે. રંગરાવ વિલાયત જઇને જરૂર બગડવાનો એવો વિપિનને ભય હતો. " નીતિમાં તો જે રહે તે ખરો, પણ આચારમાં તો છેકજ ભ્રષ્ટ થવાનો, ને હિંદુઓને અહીંઆજ જંગલી માનનારો છચોક તેમને જંગલી કહેવાનો એવી તેને ખાતરી હતી." છતાં ઇંગ્લંડ જઇને એ એવો બગડતો નથી.

અનીતિ તરફ એને મૂળથીજ તિરસ્કાર હતો. ધર્મ કે ઇશ્વરના ભય વગર એ સ્વભાવથીજ આમ નીતિગામી હતો એ એના હૃદયની મોટાઇ બતાવે છે. એની પત્ની જસમીન પાછળ એ ઘેલો છે. એના દરેક લાડ કોડ પૂરા કરવા, એને મનગમતી છૂટ આપવા એ હંમેશ તત્પર રહે છે. જસમીન ભોળી અને મનોબળ વગરની હોવાથી બિહારીની વાગ્જાળમાં સપડાય છે અને લગભગ રંગરાવને ઝેર દેવા તૈયાર થાય છે તે એના જાણવામાં આવે છે ત્યારે સ્વાભાવિક રીતેજ પહેલાં તો એ જસમીન પર ચીઢાય છે. પણ પાછળથી વિપિનની સલાહથી બિહારીને જવા દે છે અને જસમીનને માફ કરે છે તે એના હૃદયનું ઔદાર્ય દર્શાવે છે. વિપિનને ભય હતો તેમ ઇંગ્લંડ જઇ આવીને એ હિંદુઓને વધારે જંગલી માનતો થયો એ ખરૂં, પણ ઇંગ્લંડ ન ગયો હોત તો એ કદી પણ સૂધરને નહિ, હિંદુઓને જંગલી માનતો અટકતે નહિ, અને ગુજરાતી સાહિત્યમાં રસ લેતો થતે નહિ, એ પણ યાદ રાખવા જેવું છે. જ્યારે એને માલમ પડે છે કે ન્યાતના સૂધરેલા વિચારના ગણાતા યુવકો માત્ર દંભજ કરી જાણે છે, પોતાના જેવા વશવર્તી પતિને છોડીને જસમીન બિહારી જેવા રખડેલ પુરુષને વશ થાય છે ત્યારે એને બધા પાશ્ચાત્ય રીતરિવાજો ને સંસ્કારો પર ચીઢ આવી જાય છે. એ કહે છે." વિપિન, તારા જેવા મિત્રના કહેવાથી હું બદલાયો નહીં, તેટલો આ બેવફા પાપિણી, તથા તેના આ ગુરુનાં કાળાં કર્મોથી બદલાઇશ." ઇંગ્લંડ જઇ આવ્યા પછી ગુજરાતી ભાષા એ લગભગ ભૂલી ગયો હતો તે ધીરે ધીરે ગુજરાતીમાંજ બોલવાલખવાનો ઉપાસક બને છે. ગુજરાતી સાહિત્યનો એને શોખ લાગે છે, અને " લેખક તરીકે નર્મદ કરતાં ગોવર્ધનરામ મોટા છે, પણ માણસ તરીકે ગોવર્ધનરામ ઘણો મોટો છે, એવી એની નવી શોધ " કરે છે. આત્મનિરીક્ષણ કરતાં તેમજ અન્યનું અવલોકન કરતાં પણ એ શીખે છે. વિપિનની દલીલો એ સમજીને તેને આચારમાં મૂકે છે. સાથે સાથે વિપિનને પણ તેની આત્મશ્રદ્ધા શિથિલ કરે એવી એ " એક એ બાબત સાફ સાફ " કહી દે છે.

રંગરાવનું પાત્ર સૌથી જીવન્ત લાગે છે. બીજાં પાત્રોની પેઠે કર્તાએ એને પહેલેથીજ ઘડીને સંપૂર્ણ આકારમાં રજૂ કર્યું નથી. પણ ધીરે ધીરે

એનો વિકાસ થાય છે. આરંભમાં એ વિચાર નહિ પણ અનુકરણજ કરી શકતો હોય એમ લાગે છે; તે ધીરે ધીરે વિપિનની પણ 'આત્મશ્રદ્ધા શિથિલ' કરે એવા વિચાર દર્શાવવાની શક્તિ મેળવે છે. હિંદુઓ અને હિંદુઓની રીતભાતોને જંગલી માનનારો એમાનું સારૂં તત્ત્વ જોઇ શકે છે અને તેને આચરણમાં પણ મૂકી શકે છે.

## ચંદ્રરાવ

વિપિનનો પિતા ચંદ્રરાવ તે આ વાર્તાના પૂર્વભાગનો નાયક હોય એમ લાગે છે. કર્તાએ એની કથા ઘણા વિસ્તારથી આપી છે. પૂર્ણિમાને દિવસે એનો જન્મ થએલો હોવાથી એનું નામ ચંદ્રરાવ પાડયું હતું, શરીરે એ સશક્ત અને દેખાવે ખૂબસુરત હતો. જોશીએ એના જન્માક્ષર જોઈ કહ્યું હતું કે એ મોટો માણસ થશે. "લાખમાં એકાદ જોશી ખરો પડે છે, પણ ચંદ્રરાવની બાબતમાં તો ખરો પડયો." વિદ્યાનો એને ઘણો શોખ હતો, છતાં માતાને રાજી રાખવા એને અભ્યાસ છોડી લગ્ન કરવાં પડે છે. છતાં આને લીધે મારે અભ્યાસ છોડવો પડયો એમ ધારી પોતાની પત્ની રસિકા તરફ એને જરા પણ અણગમો થતો નથી. અસાધુના તરફ પણ સાધુ થવું એમ એ માને છે. એને વિષે શેઠના કાન ભંભેરનાર પારસી મુનીમનું પણ એ અહિત થતું અટકાવે છે. વિપિન તથા તારાનાં શિક્ષણ બાબત એ ઘણી ખંત રાખે છે. તેમને સર્વ પ્રકારે લાડ લડાવે છે, છતાં છકી ન જાય તેની દરેક રીતે દરકાર રાખે છે. રસિકાના મૃત્યુ પછી એને સંસાર પર વૈરાગ્ય આવી જાય છે. છતાં શેઠને કામને વખતે છોડી ન જવા કરી નિવૃત્ત થતો નથી. શેઠની ખોટ પૂરવા એ પોતાની બધી કમાઈનો ભોગ આપે છે. દરેક વિષય પર એ ઠરેલ અને અનુભવી વિચારો દર્શાવી શકે છે, અને એની સલાહ તથા અભિપ્રાય વિપિનને ઘણાં માર્ગદર્શક થઈ પડે છે. એનું હૃદય ઘણું કોમળ છે. કોઇને એ દૂભવી શકતો નથી.

## બિરિજચન્દ્ર

ચંદ્રરાવનો મિત્ર બિરિજચંદ્ર મુત્સદ્દી છે. સુજનસિંહ જેવો નિપુણ, કાર્યકુશળ અને દૃઢ મનોબળવાળો રાણો પણ એની સલાહ પ્રમાણે ચાલે:

છે. હૃદયના બધા ભાવો એ છૂપાવી શકે છે. પોતાના અંતરની વાત મુખ પરથી જરા પણ ન કળી શકાય એવી રીતે એ હમેશ બોલે છે. પ્રજાનું શી રીતે કલ્યાણ થાય તેનું અહોનિશ એ ચિંતન કરે છે. દિવાન તરીકે રાજાને તેમજ પ્રજાને, ઉભયને એ અત્યંત પ્રિય થઈ પડે છે. મિત્રધર્મ પણ એ ઘણો સારો જાણે છે. ચંદ્રરાવની સ્થિતિ સારી નથી એમ એ જાણે છે ત્યારે વણમાંગ્યે ચંદ્રરાવને માટે, "આંખમાં ઝળઝળીયાં સાથે વિપિનના હાથમાં" સોસોની દશ નોટ મૂકે છે. વિપિન તે લેતાં આનાકાની કરે છે ત્યારે કડક થઈ જઈ એને કહે છે, "મારા ને ચંદ્રરાવના સંબંધમાં તમારે વચ્ચે આવવાની જરૂર નથી." મોજીલાલ સારી વર્તણુકનો નથી એમ માલમ પડતાં ન્યાતની નિંદાની પરવા કર્યા વગર એ શિશિર સાથેનો તેનો વિવાહ તોડી નાંખે છે. વિરિંચિલાલ ખટપટીઓ ને અધમ મનુષ્ય છે અને એને ચપટીમાં ચોળી શકાય એમ છે એમ એ જાણે છે, છતાં વગર કારણે તેને હેરાન કરતો નથી. મનોજકુમારે વગર કારણે એની સાથે, વિરિંચિલાલના ચઢાવ્યાથી, અન્યાયી વર્તણુક ચલાવી તોપણ એના પર એ ખાર રાખતો નથી અને વિરિંચિલાલને બરતરફ કરવામાં આવે છે ત્યારે રાણાની વિનંતીને માન્ય રાખી પાછું દિવાનપદ સ્વીકારે છે. મસ્તક અને હૃદય, બંનેના ઉચ્ચ ગુણો એનામાં છે.

### શિશિર

વિપિનને પ્રથમ દર્શનેજ ગાંડો બનાવર શિશિર દેખાવે ઘણીજ સુંદર હતી. "તેના શરીરની ચામડી ગોરી, સાફ અને સુંવાળી હતી. તેનું કપાળ બહુ સુંદર હતું. તે આરસના જેવું સાફ અને ડાઘડુઘ વગરનું જણાતું હતું દૈવાંશી પુરુષના કપાળની માફક તે પર બુદ્ધિની પ્રબળતા હતી." એની આંખમાં હૃદયને ચીરી નાંખે એવું તેજ હતું વયના પ્રમાણમાં તેનું શરીર, હૃદય અને બુદ્ધિ ત્રણે વિશેષ વિકસ્યાં હતાં. ગુંથણ કળાનું તેનું જ્ઞાન ઘણું ઉંચા પ્રકારનું હતું. "કેનવાસ પર ભરવામાં, તેમજ દોરાના જાતજાતનાં રૂમાલ ગુંથવામાં, તેણે હુન્નર ઉદ્યોગના મોટા પ્રદર્શનોમાં નિષ્પક્ષપાત પરીક્ષકો તરફથી ચાંદ મેળવ્યા હતા. જે કામ પર તે લક્ષ દોરતી તે તેને ઝટ આવડી

જવું." સંસ્કૃત તરફ એને ખાસ પક્ષપાત હતો. પોતાંના સખીમંડળ તેમજ સગાસંબંધીઓ સાથે તેનું વર્તન ઘણુંજ ભાવભર્યું હતું. વિપિનને એકલાનેજ નહિ પણ વીરકુમાર જેવા ચકોર રાણાને સુદ્ધાં એ 'દેવી જેવી' લાગે છે. એનો વિવાહ મોજીલાલ સાથે કરવામાં આવ્યો હતો. મોજીલાલ એને માટે કોઇ પણ રીતે યોગ્ય નથી એમ માલમ પડવા છતાં, એનો વિવાહ પાછો કરવાની ઘરનાંની હિંમત ચાલતી નથી; તેમજ એનાથી પણ કંઇ બોલી શકાતું નથી. વિપિન માટે એના હૃદયમાં પ્રેમભાવ જાગે છે. પણ તે એ ઘણોજ ગૂઢ રાખે છે. મોજીલાલના ઘરની અવ્યવસ્થાનું વર્ણન સાંભળી એનું હૃદય ચીરાઇ જાય છે, એ બેભાન બનીને જમીન પર પછડાય છે; છતાં ત્યાંથી પોતાનો વિવાહ તોડવાનું એ કોઇને-પોતાના ભાઇ મિત્રમનને સુદ્ધાં કહી શકતી નથી. આખરે બિરિજચંદ્રના પ્રયાસથી મોજીલાલ સાથેનો એનો વિવાહ તોડવામાં આવે છે અને એના પ્રેમપાત્ર વિપિન સાથે પરણવાનું સૌભાગ્ય એને પ્રાપ્ત થાય છે.

શિશિરના પાત્રને જોઇએ તેટલું પ્રાધાન્ય મળ્યું નથી; એનું પાત્ર સુરેખ દોરાયું નથી. પાત્રવિકાસ ઝાઝો થતો નથી, તે એનું કારણ છે. એ ઘણી ખૂબસુરત તથા હોંશિયાર હતી તથા અંદરખાનેથી વિપિનને ચહાતી હતી એટલું જાણવા સિવાય એના વિષે બીજા કોઇ પણ પ્રકારની માહિતી મળતી નથી. એ કંઈ ખાસ કાર્ય કરતી હોય એમ દેખાતું નથી.

રસિકા

રસિકા ભોળી, પતિપરાયણ-વરઘેલી કહી શકાય એવી આર્ય સ્ત્રી છે. પતિને રાજી રાખવા એનું બધું કહેલું ઉપાડી લેવા એ હંમેશ ઉત્સુક હોય છે. ચંદ્રરાવ જેવો સંસ્કારી પતિ મળવાથી એનું જીવન ઘણું સુખી નીવડે છે. કવિતા, સંગીત વગેરે લલિતકલાનો એને શોખ છે. પતિની સલાહ પ્રમાણે વર્તી એ મુંબાઇના આખા માળાની સ્ત્રીઓને સુધારી દેવાનું અતિ વિરલ અને અદ્ભુત કાર્ય સિદ્ધ કરે છે. આખા માળાની સ્ત્રીઓને એ પોતાને વશવર્તી બનાવી દે છે, અને જ્યાં કલહ અને કંકાસનો વાસ હતો ત્યાં શાંતિદેવી તથા સરસ્વતીનો વાસ કરાવવા એ શક્તિમાન થાય છે. તારા તથા વિપિનને

એ બહુ લાડથી ઉછેરે છે છતાં તેમના પર પૂરેપૂરો ધાક પણ રાખે છે. એનું આવું યશસ્વી જીવન બહુ ટુંકું નીવડી યુવાન વયમાંજ એ મરકીનો ભોગ થઇ મૃત્યુ પામે છે.

## જસમીન

જસમીનમાં ફેશન તથા મોજશોખનો અત્યંત શોખ છે. અને રંગરાવ જેવો 'વહુઘેલો' સ્ત્રીને સ્વતંત્રતા આપવાનો ઉપાસક અને ધનવાન પતિ મળવાથી એને પોતાના મોજશોખ પૂરા પાડવાની દરેક પ્રકારે અનુકૂળતા મળે છે. સ્વભાવે એ રાંક છે, પણ એનામાં મનોબળ ઝાઝું નથી. પ્રલોભન આગળ ટકી શકવાનું હૃદયબળ પણ એનામાં નથી. આથી વિહારી જેવા કોઈ પણ પ્રકારની યોગ્યતા વિનાના છેલબટાઉના પાશમાં એ સપડાઈ જાય છે અને રંગરાવનું અહિત કરવાનું એ શીખવે છે તે પણ સાંભળી રહે છે. રંગરાવને બધું ખબર પડે છે ત્યારે એ ગભરાઈ જાય છે; તેણે પૂરા પાડેલા કોડ, ઇંગ્લાંડથી આવતા તેના પ્રેમપત્રો એ બધું તેને સાંભરી આવે છે અને એને ખરેખરો પશ્ચાત્તાપ થાય છે. એક વાર કરેલી ભૂલ એને હંમેશ ડંખે છે. 'જાતથી તે કજાત નહોતી, કુસંગથી તે કમજાત બની હતી બિહારી સાથે પકડાઈ ગઈ, તે દિવસે તેના જીવનને પલટો આપી દીધો." અને એ આખરે રંગરાવમય બની જાય છે.

## ઉન્મતિ

"ઉન્મતિમાં એના નામ પ્રમાણે ગુણ હતા. એ બોલવે બાધી, મોંએ ચબરાક ને હાજર જવાબી હતી. એને કોઈ એક કહે તો એ સો સંભળાવતી. સાસરામાં પણ એ સ્વતંત્ર હતી, કેમકે સાસુસસરાનાં મન ઉદ્યોગ અને ઉત્સાહથી એણે હરી લીધાં હતાં" એના શરીરનો રંગ ઘઉંવર્ણો હતો. નાક ટીણું હતું. કુદરતેજ એની આંખ એવી ઘડી હતી કે એની સામું કુદૃષ્ટિ કરવા કોઇની હિંમત ચાલતી નહિ. જાતે સદ્‌ગુણી હતી." ચંદ્રાવને પરણવું નહોતું ગમતું તે વેળા કંઈ કંઈ બોલી એનું દુઃખ એ ભૂલાવી નાંખે છે. કોઈથી એ ગભરાતી નહિ. મનને ચોરીને વાત કરતાં એને આવડતુંજ નથી. ગમે તેવા શોકાર્ત મનુષ્યનો શોક ભૂલાવી તેને હસાવવાની શક્તિ એનામાં

છે. મજાકમશ્કરીની ઘણી શોખીન છે. જેને જે કહેવાની થાય છે તે એ કહી દે, છતાં એના બોલવામાં દ્વેષ હોતો નથી, તે બધાં જાણે છે અને એના બોલ્યાનું માઠું લગાડતાં નથી. એના આવા ગુણને લીધે, તેમજ કામની આવડત અને પારકું કામ પણ કરી છૂટવાના પરગજુપણાને લીધે એ બધાંને પ્રિય થઇ પડે છે.

---

PRINTED BY

VAJERAM MANSING AT THE "SURAT CITY" PRINTING PRESS

NEAR CHOUTA BRIDGE, SURAT.

PUBLISHED BY

BALUBHAI KARSANDAS OF MESSRS. KARSANDAS NARANDAS

AND SONS, BOOK-SELLERS AND PUBLISHERS,

NANAVAT, SURAT.

# વિપિન

## પ્રકરણ ૧લું.

**પૃ. ૧. પેરા ૧**—અછત=તંગી; વિરલતા. Scarcity. પાશ્ચાત્ય (સં. **પશ્ચિમ** પરથી વિશેષણ)=પશ્ચિમ તરફના–પશ્ચિમીય–દેશોના. Western 'પાશ્ચિમાત્ય' એ અશુદ્ધ રૂપ છે. ન્યૂનતા (સં)=ઉણપ, કચાશ. વિલાયતના બાગોની આબેહુબ નકલ કરવાની મતલબથીજ આ પદ્ધતિ અમલમાં મુકવામાં આવી હતી. કક્કઅભ જાણનાર=ઘણુંજ થોડું જ્ઞાન ધરાવનાર. માળીના મનથી લવતા=માળી એમ સમજતો કે એ ફીરંગી લવારો–બકવાટ–કરે છે. લવવું=અર્થ વગરનું બોલવું; બકવું.

**પૃ. ૨**—થાંભલાની માફક ઉભો રહેતો=ગભરાટને લીધે દિઙ્મૂઢ બની જતો અને એવી અચેતન હાલતમાં ઉભો થઈ રહેતો. હાથથી જતો રહેતો=કાબુમાં રહેતો નહિ; ક્રોધથી ધુંવાપુંઆ થતો. જાણે બાગનાં...પુષ્પાંજલિ તે આપતો:–વક્રોક્તિ અને ઉત્પેક્ષા છે. બાગનાં ખરેખરાં ફુલોનો લ્હાવો લેવામાં જાણે કાંઈ કચાશ રહી ગઈ હોય તો તે દૂર કરવાની મતલબથી કડવાં વેણુ–અપમાન ભર્યા શબ્દો–રૂપી ફુલોનો વરસાદ વરસાવતો. પુષ્પાંજલિ (સં)=ફુલોની ભરેલી હાથેલી-હાથેલી ભર–ઘણાં ફુલો. કદાવર=મજબૂત બાંધાનો; હષ્ટપુષ્ટ. રૂપ પ્રકાસ્યું=ક્રોધી સ્વરૂપ પ્રકટ થયું; મિજાસ જતો રહ્યો. અજ્ઞાન (સં)=અજાણ્યો; Ignorant. હાંફ્લો ફાંફ્લો=ગભરાટથી બ્હાવરો કાંવરો. ધમપછાડ=ધડકધ્રૂજારો; મોટી સતાવણી. માથે ભમતો કાળ...લાગતું= મોતના પંઝામાંથી ઉગર્યા જેટલો સંતોષ માળીને થતો. સાહેબ ત્હેને મન સાક્ષાત્ યમ જેવો ભાસતો. ક્વચિત્ (સં, અવ્યય)=કોઈકવાર. લલકારતો= મોજથી ગાતો; અંતરની ઉર્મિથી ગાતો. મશગુલ (ફા)=તલ્લીન. યશ પામતો= માન ખાટી જતો.

**પેરા ૨**—કારીગરીથી=કળાથી; ખુબીભરેલી રીતે. અવ્યવસ્થિત (સં)=વ્યવસ્થાવિનાના; જથરવથર. કરામત=કારીગરી, કળા. અમસ્થાન

( સં, કર્મધારય સમાસ )=આગળ પડતું સ્થાન. અર્થાત્ એ ફુલોનાં ઝાડ સહુને મોખરે હોવાથી સવિશેષ પ્રમાણમાં સર્વ કોઈનુ ધ્યાન ખેંચતાં હતાં. આકર્ષતાં ( સં, आ+कृष )=મનને લોભાવતા–સારી અસર કરતાં. અધ્યક્ષ સ્થાને ( સં, ષષ્ઠી તત્પુરૂષ સમાસ )=સહુને મોખરે. અધ્યક્ષ ( સભાપતિ ) નું સ્થાન હંમેશાં સહુની વચ્ચોવચ્ચ આવેલું હોઈ આકર્ષક બની રહે છે. તેજ પ્રમાણે એ ચીકુ, પીચ વગેરે પણ અગ્રસ્થાન ભોગવતાં હોવાથી વધારે આકર્ષક બની રહ્યાં હતાં–બીજાં બધાંય ઝાડોના કરતાં સહુથી વધારે પ્રમાણમાં ધ્યાન ખેંચી રહ્યાં હતાં. પોષક ( સં )=પોષણ કરનારા; આશ્રય આપીને પુષ્ટ કરનારા. કુદરતનું ભાન કરાવતી હતી=કુદરતના એ જાણીતા નિયમને યાદ કરાવતી હતી. વેલી વૃક્ષને વળગ્યાથી તે વધારે ફાલે છે ને પુષ્ટ થાય છે, તેમજ તેની શોભામાં પણ વધારો થાય છે. એ સંસ્કૃત કવિઓની કલ્પના છે. કાલિદાસે શાકુંતલમાં એજ આશયનું નીચેની લીટીમાં વર્ણન કર્યું છે:– 'આંબો મળ્યો ઝટ રૂડી નવમલ્લિકાને; તેની તથા તુજવિષે ગઈ આજ ચિન્તા.' અલબત આશ્રયદાતાને આશ્રિતમાત્ર વશ થાયછેજ. સુભાષિતકારે એજ આશયથી કહ્યું છેકે, મુખમાં ખાવાનો કોળીયે. મળ્યા પછી પોષણ કરનારાને વશ કોણ નહિ થાય? મૃદંગ જેવી નિર્જીવ વસ્તુ પણ કણ ( ખાવાનાં ) નાં લોભથી મધુર અવાજ કરે છે.

પૃ. ૩—મધ્યમાં (સં)=વચ્ચોવચ્ચ. અતિશોભાયમાન (સં)=ઘણી શોભી રહેલી એવી; ઘણીજ સુંદર. મુકુટ (સં)=શિરતાજ; માથાનો શણગાર. Head-dress. ઉષ્ણઋતુ (સં)=ઉનાળો Hot season-summer. રંગબેરંગી=જૂદા જૂદા રંગની. લજ્જાશીલ (સંબહુવ્રીહિ સમાસ)=લજ્જા છે શીલ જેનું એવી; શરમાળ સ્વભાવની. નવોઢા (સં)=નવી પરણેતર; મુગ્ધા; નવયૌવના. લપાઈ જતી=સંતાઈ જતી.

પેરા ૩—સુધરેલ વિચારથી...ચાટતા:–માર્મિક કટાક્ષભર્યું વર્ણન છે. નવશિક્ષિત સુધારકોને મન કૂતરાની જીભ પણ પવિત્રજ, કારણકે કૂતરૂં તેઓનાં શરીરને ચાટે તેની તેઓને સુગ કેછીટ હોતી નથી. તેથી તેઓ બેધડક કૂતરાને પોતાનું શરીર ચાટવા દે છે. સત્કાર (સં)=આવકાર. નિરંકુશ (સં) જેમાંથી અંકુશ–બીજાની સત્તાનોત્રાસ–જતો રહ્યો છે એવું; અબાધિત;

સ્વતંત્ર. રાજ્ય (સં)=અમલ; સત્તા. બિનવાકેફ (ફા)=અણજાણ; માહીતગાર નહી એવો. Ignorant. નાસિપાસ=નિરાશાજનક.

પૃ. ૪—ભાવ (સં) આશય; મતલબ; પ્રહાર=(સં, प्र+हृ=મારવું) =મારવું તે. અંહિપણ માર્મિક કટાક્ષ છે 'ડસ્ટર'ના ઉપર લખેલા માનભર્યા અને હૃદયની સારી લાગણી દર્શાવનારા શબ્દ ઉપરથી ડસ્ટરની ઉપકારકવૃત્તિ સમજવી અને એવી ભલાઈનો બદલો બિચારાં ડસ્ટરને બુરાઇથી મળતો. 'ભલાંની દુનીયા નથી' એ કહેવત અંહિ લાગુ પડે છે. રોશની (ફા)=દીવાઓનો પ્રકાશ. Light. બહાર કાંઈ ઓરજ આવતો=ભપકો (ઠાઠ) કાંઈ અનેરોજ લાગતો. ઓર=જૂદી જાતનો; અદ્ભુત.

પેરા ૪—રોજીંદા=દૈનિક; દરરોજ પ્રકટ થતાં. Daily. સાઇક્લો પીડીયા=જ્ઞાનકોશ; સકલશાસ્ત્રોનું નિરૂપણ કરનારો કોશ. વતનીઓ=રહેનારા. Inmates. 'વતની' શબ્દનો પ્રયોગ મનસ્વી રીતે કરેલો જણાય છે. 'ગામ,' 'શહેર' કે 'દેશ'ના વતની કહેવાઈ શકે. 'બંગલા'ના 'વતની' એમ કહેવાતું નથી. 'નિવાસી' કહી શકાય ખરૂં. સ્થાનભ્રષ્ટ (સં, પંચમી તત્પુરૂષ સમાસ)= સ્થાનમાંથી ભ્રષ્ટ થએલા; અસલ જગાએથી ખસેલા. આ સ્થળે પણ કટાક્ષ ભર્યું વર્ણન છે. મતલબ એ છે કે બંગલાના રહેનારા વિદ્યાવિલાસી નહતા, તેથી પુસ્તકો હંમેશાં પોતાની મૂળ જગાએજ સડ્યાં કરતાં. કોઈ વાંચવા લે તો સ્થાનભ્રષ્ટ થવા વારો આવેને? કીંમતી=ઉપયોગી. Valuable; useful. સંગ્રહ (સં, सं+ग्रह्)=એકઠું કરવું તે. collection. રહીશ= રહેનાર. આજ શબ્દને બદલે ઉપર 'વતની' શબ્દ મનમાનીરીતે વાપર્યો છે. કરડાકીભરી ટકોર ચાલુ છે. ઉપર દર્શાવેલા આશયનુંજ વધારે સ્પષ્ટી કરણ છે. બંગલાના રહીશો એવા વિદ્યાવિમુખ હતા કે તેઓ તો કદી પુસ્તકોને હાથમાં લેતા સરખાયે નહિ, નોકરનાં વસ્ત્રનોજ ફક્ત તેમને સ્પર્શ થતો. અલબત્ત વર્ણન ઘણુંજ માર્મિક sarcastic છે.

પૃ. ૫—હિમાયતી (ફા)=પક્ષપાતી; અગ્રેસર. Advocate; champion સુધારાનું હિમાયતી એટલામાટે કે પ્રાચીન મર્યાદાનો છચોક વિરોધ-ભંગ કરતું હતું. કેવી રીતે, તે એનાં પછીના વાક્યમાં સ્પષ્ટ કર્યુંછે. ખુબી=ભપકો. રંગરાવને પ્રથમ એની છબીદ્વારા ઓળખાવી હવે તરતજ

એને વાચકોની સમક્ષ રજુ Introduce કરવામાં આવે છે. બેશક પાત્ર પરિચયની પદ્ધતિ કલામય છે.

**પૃ. ૬. પેરા ૬**—આગમન (સં, **आ+गम्**=આવવું)=આવવું તે; પધરામણી. શ્યામળો (સં, **श्याम**=કાળું)=કાળાશ પડતો, તદ્દને કાળો નહિ એવો. 'શ્યામળો–શ્રામળો' એ શ્યામનું Dimunitive હોઇ શ્યામના અર્થને સંકુચિત કરે છે. સોહામણો=સુંદર, દેખાવડો. બાંધી દડીનો=હૃષ્ટપુષ્ટ; Of-well-proportioned limbs. વરદી=હુકમ. order. એકકી નજરે જોઈ રહ્યો:–રામાની કમઅક્કલને લીધે ટગરટગર ત્હેની સામે અજાયબીથી જોઈ રહ્યો. મતલબ કે આ કેવો મૂર્ખ છે કે એને આટલું પણ ભાન નથી! સાંગીતલા=કહ્યું. અહિં રંગરાવનાં મરાઠી ભાષાનાં અજ્ઞાનને લીધે જાણી જોઈને અશુદ્ધ મરાઠી આપ્યું છે. શુદ્ધ મરાઠી કાંઇક આમ હોઇ શકે:– '**तुला तीन चारवेळीं सांगितला .क पाटलूण काळा असतां कोटहि काळाच असला पाहिजे।** અર્થાત્ 'ત્હને ત્રણચાર વખત કહ્યું છે કે પાટલૂન કાળું હોય, ત્યારે કોટ પણ કાળોજ હોવો જોઈએ. ત્હને કાંઇજ ભાન નથી; તું કેવો ગમાર–અક્કલ વગરનો–માણસ છે!'

**પેરા ૭**—મિશ્રણ (સં, **मिश्र**=મેળવવું)=મેળવણી, ભેળસેળ. Mixture.

**પેરા ૮**—કાય=શું. ખરૂં જોતાં '**हे काय**' કહેવું જોઈએ. કહેવાની મતલબ એ છે કે, 'આમ શું કરે છે?' તેમજ છેલ્લે ગુજરાતી 'કે' ને બદલે '**काय**' જોઈએ. 'ઓ' લાવવાનો નહિ કે? એમ કહેવા માંગે છે.

**પેરા ૯**—જડભરત=ભાગવતમાં કરેલાં વર્ણન પ્રમાણે એ એક પરમહંસ દશાએ પહોંચેલો બ્રાહ્મણપુત્ર હતો. આગલા અવતારમાં એ ભરત રાજા હતો પરંતુ હરણનાં બચ્ચાં ઉપર પ્રેમ કરવાથી હરણની યોનિમાં એને જન્મ લેવો પડયો હતો. હરણનો અવતાર પૂરો થયા બાદ કોઈ બ્રાહ્મણને ત્યાં એ અવતર્યો હતો. એ પૂરેપૂરો જ્ઞાની અને જીવન્મુક્ત હોવાથી મૂઢ મનુષ્યની માફક વર્તતો હતો. તેથી અલંકારિક અર્થમાં 'જડભરત' એટલે ગમાર, ઓલીયો, એમ સમજવું. જડભરત જેવો ઉભો રહ્યો=સ્તબ્ધ થઈને ઉભો રહ્યો. હાશ કરતો=છૂટકારાનો દમ મુકીને; આફતમાંથી ઉગર્યાથી શાંતિ પામીને.

સંજ્ઞા (સં)=ટ્રેઈડમાર્ક, છાપ, નામ વગેરે વડે બરાબર ઓળખી શકાય એવું સાધન; નામ, ઉપાધિ. Designation; name. ભાવ (સં)=પ્રીતિ; મોહ. યાદ રાખો કે 'ભાવ' શબ્દ બહોળા અર્થમાં વપરાય છે. જેમકે, 'ભજીયાં પર ત્હેને ભાવ ઘણો છે.' એ વાક્યમાં 'ભાવ' શબ્દ ઉપરનાજ અર્થને સૂચવે છે. પરંતુ, 'કાલિદાસનો ભાવ શેઇક્સ્પીઅરથી નિરાળો છે,' એમાં 'ભાવ' અભિપ્રાય, આશયના અર્થમાં વપરાયો છે. 'કાપડ કરતાં ઘરેણાંનો ભાવ ભારે હોય છે.' અહિં કીંમત, મૂલ્યના અર્થમાં 'ભાવ' નો પ્રયોગ થયો છે. સોસવું=વેઠવું, સહન કરવું; to suffer. કોલર અક્કડ હોવાથી ગળું ભચડાતું હતું, એટલો બધો કોલર સજ્જડ આવતો હતો. ગરદન કદાચને ખસી જાય:–અહિં ઉત્પ્રેક્ષા કરી છે. નેકટાઈ પહેરવાનું ખરૂં કારણ વિલાયતી ફેશનનું અનુકરણ કરીને સાહેબ લોક જેવા દેખાવાનું હતું, તેને બદલે ગરદનને ખસી જતી અટકાવવા ખાતર નેકટાઈ પહેરી હતી, એવું કલ્પિત કારણ દર્શાવ્યું છે. અલબત્ત વિલાયતી ફેશનની ખોટી ઘેલછાની અહિ કરડાકી ભરી ટીકા કરી છે. ટોપી વગર વધારે સારો દેખાતો:– વિલાયતી ફેશનમાં સજ્જ થનારાઓને યૂરોપીઅનોની દેખાદેખીથી ઉઘાડે માથે ફરવું ગમે છે તેના પ્રત્યે અહિં માર્મિક કટાક્ષ છે. એટલે લગણ= એટલી બધી હદ સુધી. અર્થાત્ વિલાયતી ફેશનની નકલ કરવામાં એટલી હદ સુધી હજી પ્રગતિ થઈ ન હતી.

**પેરા ૧૦**—પરવાર્યો=ફારેગ થયો; કામમાંથી છૂટો થયો. આટોપાઈ ગયું=સંકેલી લેવાયું; સમાપ્ત થઈ ગયું. નિયમિત (સં)=નિયમસર વર્ત્તનારો. Punctual. ચાપાચીપ=ટાપટીપ; ખોટી સફાઈ. સાંભળવું નહિ પડે=ઠપકો સહન કરવો નહિ પડે. પગલાં=Foot-steps; પગનો અવાજ.

**પૃ. ૮. પેરા ૧૧**—સોવાનાં સંભળાવું=મ્હેંણાંઓડીના ઘણા શબ્દો સંભળાવું; પુષ્કળ મ્હેંણાં મારૂં. વારો=turn. સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો=સાસુ પોતાનાં અધિકાર અને સત્તાનો લાભ લઈને વહુની ઉપર નિત્ય જુલમ ગુજારતી હોય, તો વહુ પણ કોઈ વખત દાવ આવ્યે સોગટી મારે છે અર્થાત્ તેનો બદલો લે છે. 'સો દહાડા સાસુ સંતાપે, તો એક દહાડો વહુ વેર વાળે', એમ પણ એ કહેવત બોલાય છે. અલબત્ત

આશય વધારે સ્પષ્ટ સમજાય છે. ઉપલી કહેવતની સાથે સરખાવો એનાજ આશયનું ભાન કરાવનારી નીચેની કહેવતોઃ–'Every man has his hour'. 'ધાર્યાં તેવાં ઠરજો, ને બાળ્યાં તેવાં બળજો;' તથા 'કરીએ તેવું પામીએ, અને વાવીએ તેવું લણીએ'. રંગરાવ એમ કહેવા માંગે છે કે, 'રોજ એ મ્હને મ્હેણાં મારે છે, તો આજે તેનું વેર વાળવાનો મ્હારો વારો આવ્યો છે.'

**પેરા ૧૨**—બોલાયું ન બોલાયું એટલામાં=વાક્ય પૂરૂં થતાં પહેલાં.

**પેરા ૧૩**—રંગ છે!=ધન્ય છે! શાબાશ! Bravo! અલબત્ત રંગથી ભપકો વધે છે, તથા ઉપયોગિતામાં વધારો થાય છે; તેથીજ લાક્ષણિક અર્થ અંહિ સમજવો. તારા જેવા અંગ્રેજી...શોભે=ત્હારી મનોવૃત્તિજ કેવળ વિલાયતી બની ગઈ છે; ત્હારૂં હૃદયજ પશ્ચિમીય વાતાવરણના પાશથી રંગાઈ ગયું છે, તેથી દરેક બાબતમાં યૂરોપીયપ્રથાનું અનુકરણ કરવાનું ત્હને સહજ મન થાય. સારા સારનો વિચાર=સારાં નરસાંનો વિવેક; કરવા લાયક અને નહિં કરવા લાયક બાબતનો તુલનાત્મક નિર્ણય Discriminative power તોર=દોરદામામ; રોફ. પહેલા નંબરનું=સર્વશ્રેષ્ઠ સહુથી સરસ. તેના દૂધપૌંઆ=તે કોડી કામનું નહિ–તદ્દન નકામું. છોકરાઓ રમતમાં પોતાના દાનમાંથી છૂટા થવાને 'દૂધપૌંઆ' કહે છે. ત્યાં 'દૂધપૌંઆ' એટલે 'છુટી' Exemption જેવો અર્થ હોય એમ ભાસે છે. રજા=પરવાનગી.

**પેરા ૧૬**—કેવી ?=શી જરૂર છે? અર્થાત્ તું તો મિત્ર હોવાથી ત્હારે રજા લેવાની હોયજ નહિ.

**પેરા ૧૯**—ઘર પ્રવેશ=વગર રજાએ ઘરમાં ઘુસી જવું તે. tresspass

**પૃ. ૯, પેરા ૨૨**—ન છુટકે=લાચાર થઇને; નિરૂપાયવશતઃ

**પેરા ૨૫**—ઠેકઠેકાણે=ઘણીજગોએ.

**પેરા ૨૬**—તેના વગર ચહેન નહિ પડે=મ્હારા જીવને કચવાટ થાય. અલબત્ત વિલાયતી ફેશનની ખોટી ઘેલીઆરીના પ્રત્યે આમાં કરડાકીભરી ટકોર છે.

પેરા ૨૮—એ પણ ઠીક !=એ પણ કેવો અવળો ન્યાય ! ' એ કોના ઘરની રીત ? ' એમ કહેવુ વધારે colloquial ગણાય. તેનું કાંઈ નહિ=તેની કાંઈ હરકત નહિ; તેના દૂધ પૌંઆ. મોટાની દુનિયા=મોટા માણસનો સંસારવ્યવહાર; મહાપુરૂષની જીવનસરણી.

પેરા ૨૭—ટંગટંગ, ખણુંગ ખણુંગઃ-એ Onomatopoetic શબ્દો કહેવાય છે, કેમકે એનાં ઉચ્ચારણના સુર ઉપરથી અર્થનું ભાન થાય છે. ખલલ=ભંગાણ; ડખલ. Disturbance. આડે આવનાર=સામે થનાર. શાસન ( સં. शास्=અમલ ચલાવવો )=સજા; શિક્ષા. અલબેલી=મોહ પમાડે એવી સુંદર; Charming. વિજયવાવટો=ફતેહનું ભાન કરાવનારી ધજા. ઝબુકતી=twinkling. ધરતી ( સં, धृ=ધારણ કરવું )=પૃથ્વી.

પૃ ૧૦, પેરા ૩૦—જોયું ?=ધ્યાનમાં આવ્યું ? અર્થાત્ આનું રહસ્ય સમજાયું ? આખા પેરામાં સુશિક્ષાપ્રદ સજીવારોપણ અલંકાર છે. ટ્રામની સાથે મનુષ્ય જીવનનું સાદૃશ્ય કલ્પી ચેતનધર્મારોપ કર્યો છે. એને Personification કહે છે. વેગ=ઝડપવાળી ગતિ; Speed. આગળ ચાલ્યો જાય છે=અવિવેકનાં ભર્યા સાહસિક કામ આંખો મીચીને કર્યો જાય છે. પાછું ફરી જોતો નથી=કેસરીયાં કરતાં આચકો ખાતો નથી; યાહોમ કરીને ઝંપલાવતા પહેલાં સારાસારનો વિચાર કરવાની તસ્દી લેતો નથી. સમાન=સરખા દરજ્જાનો; સમાનસ્થિતિનો અગર સમાનવયનો. બિચારા ગરીબના...ઉપાડી શકે ?=બિચારો ગરીબ માણસનો તો શો આશરો-એની આગળ શી વિસાતમાં-કે એને સલાહ-શીખામણ-આપવાની હામ ભીડી શકે ? મનુષ્ય માત્રને=દરેક માણસને. અટકવાનું તો છેજ=પ્રતિકુલ સંજોગો અગર કારણોની આગળ નિરૂપાય થઇને પોતાની પ્રગતિના વેગને થંભાવ્યા વિના ચાલતું નથી; આખરે પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થવુંજ પડે છે. દરેક વાકયને છેડે પણ પૂર્ણ વિરામ આવે છે, તો મનુષ્યને પ્રવૃત્તિમાંથી વિરામવું પડે એમાં શું આશ્ચર્ય ? મેં કર્યું એમ ધારવું...છેઃ-નરસિંહ મહેતાએ નીચેની જાણીતી કડીઓમાં એજ આશયનું પ્રતિપાદન કર્યું છે. " હું કરૂં. હું કરૂં એજ અજ્ઞાનતા શકટનો ભાર જેમ શ્વાન તાણે " તથા " નીપજે નરથી તો કોઈ રહે નવ દુખી શત્રુમારીને સૌમિત્ર રાખે. " પ્રખ્યાત

નાટ્યકાર ડાહ્યાભાઈ ધોળશાએ પણ એજ ભાવનું નીચેના શબ્દોમાં અસરકારક રીતે સમર્થન કર્યું છેઃ-" આ હું કરૂં, આ મ્હેં કર્યું, એ માનવી મિથ્યા બકે; ઈશની આજ્ઞા વિના, ના પર્ણ પણ હાલી શકે." ફાવે છે=પોતાની પ્રવૃત્તિમાં વિજય-ધારેલું પરિણામ-મેળવે છે. વાંકું થયું=રૂઠયું; પ્રતિકૂલ થયું. ભાંગે પડે છે=પરાજય પામવાથી જમીન દસ્ત થઈ જાય છે. પાછળનો =ભૂતકાળની ભૂલનો. ઈશ્વિરમય (સં)=ઈશ્વિરની ભકિતથી ભરપૂર; ભકિત ભાવભર્યો. મિયાં પડયા પણ તંગડી ઉંચી=અનેક ખતા ખાવા છતાં અનુભવથી શાણો થતો નથી, તેમજ દુરાગ્રહ, અવિવેકને છોડતો નથી. એની સાથે સરખાવો નીચેની કહેવતોઃ- 'કૂતરાની પૂછડી વાંકીને વાંકીજ' તથા 'ગધેડાનું પૂછડું પકડયું તે પકડયુંજ' ચીસીઆરી=ખોટી શેખાઈ; પતરાજી. હાથ કાઢતા નથી;=છૂટા થતા નથી; છોડતા નથી. જાણે પશ્ચાત્તાપ થતો હોયઃ-અહિં ઉત્પ્રેક્ષા છે. અલંકારની પૂર્ણતા જામવા કલ્પિતકારણ ગોઠવી બેસાડયું છે.

**પેરા ૩૩**—બોનાફાઈડિકલીઅરન્સસેલ=સફાઈ, સુંદરતા વગેરેની જામીનગીરી સહિત માલનું જાહેર વેચાણ.

**પેરા ૩૪**—મેલાફાઈડી—હાસ્યરસની જમાવટને ખાતર નવલકથાકારે, આવો અપભ્રંશ ઉપજાવી કાઢયો છે. અલબત્ત વિપિન જાણી જોઈને અશુદ્ધ ઉચ્ચાર કરે છે...ટોળ કરવાના હેતુથી.

**પેરા ૩૫**—માથાકુટ=હેરાનગતિ; પંચાત.

**પૃ. ૧૧. પેરા ૩૬**—તુલના (સં, **તુલ્**=તોળવું)=યોગ્યાયોગ્યતાનો નિર્ણય; પરીક્ષા. સવાવીસ=નિર્ભ્રાન્તસત્ય; વેદવાક્ય. Gospel truth. સારા સારનો વિચાર=તુલના. આપણા હાથમાં=આપણી મુનસફીની વાત છે.

**પેરા ૩૭**—બચાવ=સમર્થન. Justification. ત્હારો સ્વભાજ એવો છે કે પક્ષપાતભર્યો તું હિન્દુઓનો બચાવ કર્યા વિના રહે નહિ.

**પેરા ૩૮**—એમ નથી કહેવા માંગતો=મ્હારો અભિપ્રાય એવો નથીકે. અપ્રમાણિકતા (સં)=Dishonesty; દગલબાજીભર્યું વલણ. સર્વદા (સં, અવ્યય)=હંમેશાં. Always. મતલબ એ છે કે જૂઠું તે કદી સત્ય ઠરેજ

નહિ. કહેવત છે કે, 'જૂઠાંનો આવરદા બે ઘડી.' અલબત્ત આ નવલકથામાં વ્યાખ્યાનની પદ્ધતિ કાંઇક વધારે પ્રમાણમાં અનુસરવામાં આવેલી જણાય છે. પરમેશ્વરના અવતાર=પ્રમાણિકતાનાં પૂતળાં; કારણકે ઇશ્વિર હંમેશાં ન્યાય, સત્યતા વગેરે દોષરહિત આદર્શોનીમૂર્તિ મનાય છે. ગળે નથી ઉતરતી=સત્યતાની મ્હને ખાતરી થતી નથી; એ વાત મ્હારા માનવામાં આવતી નથી. ખોટનો વેપાર=ખોટ ખાઈને કરેલો વેપાર; પરોપકાર વૃત્તિથી કરેલો વેપાર. ઘરધણી=રાજ્યના માલીક. સત્ય હકીકત અસરકારક રીતે વાંચકની સમક્ષ રજુ કરવામાં આવી છે. સદાવ્રત=સખાવત; Charity. બગાડે છે=વેપારને ધોકો પહોંચાડે છે. અવળે અસ્ત્રે મુડે છે=મરજી માફક લૂંટયા જાય છે. કમઆવડ=ઓછી આવડત; અનુભવની કચાશ. છતી આંખે કૂવામાં પડીએ છીએ=જાણી જોઈને ભૂલ કરીએ છીએ અને તેનાં માઠાં ફળ ભોગવીએ છીએ. મ્હારે હિસાબે=મ્હારી માન્યતા પ્રમાણે; મ્હારા સમજવા મુજબ. In my opinion. અજ્ઞાન છે=એનું કારણ આપણું અજ્ઞાન છે. પહેલી બાબત=હિન્દુ વેપારીઓને હાથે ઠગાઈએ છીએ તે. બીજીમાં=યૂરોપીઅન વેપારીઓને આપણને અવળે અસ્ત્રે—મનમાની રીતે–લૂંટવા દઈએ છીએ, તેમાં આપણી મૂર્ખાઈ કારણરૂપ છે, કેમકે આપણા અવિવેકને લીધેજ એમ થાય છે. દેશી ભૂખે મરે=આપણા દેશનાં સંતાનો ગરીબાઈમાં સડે. હવેલી બંધાવે=તાગડધીન્ના કરે; ગબ્બર બની જાય. એની સાથે સરખાવો 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે, અને ઉપાધીઆને આટો' એ કહેવત. આબેહુબ આપણા એવાજ હાલ થાય છે. સો ગજના નમસ્કાર=નવ ગજના નમસ્કાર. એમ પણ કહેવાય છે. એ વિચારનેજ પડતો મૂકો–એ તદ્દન અસત્ય છે. નમસ્કાર ઘણુંખરૂં છૂટા પડતી વખતે કરવામાં આવે છે, તેથી એ અર્થ સમજવો. બાધ (સં, बाध्=ડખલ કરવી)=હરકત; વાંધો. Objection. ઘણો સુધારો થયો છે=ઘણે અંશે સુધર્યા છે. દમડી=હલકામાં હલકી પાઈ સરેખી રકમ.

પૃ. ૧૨—કસૂર=વાંક; ગુન્હો. પ્રમાણ (સં. प्र+मा To measure) =માપ. Proportion.

પેરા ૩૯—ચું કે ચાં બોલી શકયો નહિ=જરાપણ પોતાનો વિરોધ કે વાંધો તેની સામે દર્શાવી શકયો નહિ. ડોકીઆં કરવા લાગ્યા=ડોકું

બહાર કાઢીને જોવા મંડ્યા. અથડાઅથડી = Collision; સામસામું અથડાવું તે. 'હાંક સુલેમાન ગાલ્લી'=બેભાનમાં ઉદ્ધતાઇભરી રીતે હાંક્યા જવું તે. Rash driving અલબત્ત અસલ કોઈ સુલેમાન નામના ગાડી હાંકનારે એમ ગફલતમાં હાંક્યા જઈ ઘોંટાળો કર્યો હશે, તે ઉપરથીજ આવી કહેવત પડી હોવી જોઈએ. વાળી દીધું=પાછું ફેરવ્યું. બહુ સારૂં થયું=નહિતર પરિણામ ઘણું માઠું આવત. અંહિ પણ માર્મિક કટાક્ષ છે.

**પેરા ૪૦**—જોયું?=ધ્યાનમાં આવ્યું? આનું રહસ્ય સમજાયું? 'નીચી બોરડીને સહુ ઝુડે'=અધમ સ્થિતિમાં જે હોય ત્હેને સહુ કોઈ હેરાન કરે. નીચેની કહેવતો, પણ એજ આશયનું ભાન કરાવે છે:—'ફાટયામાં સહુ પગ ઘાલે;' 'પડ્યા પર પાટુ અને દાઝયા પર ડામ.' 'Everyone is a pilot in a calm sea.' મતલબ એ છે કે, ગરીબની દાઝ ઘણાજ થોડા જાણે છે. પ્રસાદી (સં)=ઇનામ. અંહિ વ્યંગાર્થ (Ironical sense) હોવાથી, 'લતીજો', 'બેકદરદાનીભર્યો બદલો'. સાહેબનો માથાનો=સાહેબની સાથે ટક્કર ઝીલે અને તોબા પોકરાવે તેવો; સાહેબને પહોંચી વળે તેવો. સાંભળે=લક્ષમાં લે. Listen

**પેરા ૪૧**—દલીલ=Argument. દૃઢીભૂત (સં)=દૃઢથએલી એવી; અસરકારક. તુર્તા તુર્ત=તેજ વખતે.

---

## પ્રકરણ ૨જું.

**પૃ ૧૩**—નરવર (સં **નર** અને **વર**નો સપ્તમી તત્પુરૂષ સમાસ)= માણસોને વિષે શ્રેષ્ઠ; મહાપુરૂષ. અહિ 'વર' શબ્દ શ્રેષ્ઠતાવાચક છે. જેમકે, નરસિંહ, નરશાર્દૂલ, નરપુંગવ, નરરત્ન ઇત્યાદિ. અલબત્ત આ અવતરણમાં ગણાવેલી ચારેય બાબતનું વિપિનને અભિમાન હોવાથી આપણી વાર્તાના એ નાયકને વિનાસંકોચે નરવરની કોટિમાં મૂકી શકાશે.

**પેરા ૧**—પ્રશંસા (સં)=તારીફ; વખાણ. આ કાળની...છે=આ જમાનાની ખુબીજ કાંઈ અજબ છે. આત્મશ્લાઘા (સં)=પોતાનાં વખાણ પોતાની મેળે કરવાં તે. Selfpraise કેટલે દરજ્જે=કેટલી હદ સુધી. Upto what extent or limit. બણગાં ફુંકવાં=આત્મશ્લાઘા જોર

શોરથી કરવી; To sound one's own trumpet. બાકી રાખતું નથી=કચાશ રાખતું નથી; બેહદ બણગાં ફુંક્યા જાય છે. નરસા જોડે... જાય છે=સારી વસ્તુને પણ નઠારી વસ્તુના જેટલુંજ સોસવું પડે છે. કહેવત જાણીતી છે કે 'એકને પાપે વહાણ ડૂબે.' જોયા કર્યા વગર=પૂરતું લક્ષ આપ્યા વગર. શા રંગ છે=શી ખુબી છે; શું રહસ્ય છે. એનું એ=એની એજ વાત–આપવડાઈનાં બણગાં.

પેરા ૨—ચર્મચક્ષુ (સં)=ચામડાની આંખ અર્થાત્ બાહ્યદૃષ્ટિ; ઉપલકીયા (અનુભવ કે જ્ઞાનવિનાની) સમજ. જ્ઞાનચક્ષુ (સં)=જ્ઞાનરૂપી ચક્ષુ; દિવ્ય પ્રકાશયુક્ત સમજ. Intellectual eyes. મતલબ કે ઉપલકીયા દૃષ્ટિથી જોતાં જે જણાતું તે બુદ્ધિપૂર્વક નિરીક્ષણ કરતાં કાંઈ જૂદાજ સ્વરૂપમાં ફેરવાઈ જતું હતું. ઉપલકીયા દૃષ્ટિ આથી ભ્રાન્તિભરીજ સિદ્ધ થતી.

પૃ. ૧૪. પેરા ૨—પૈસાની ડોસી ને ઢબ્બુ મુડામણ=મૂળ વસ્તુના કરતાંયે જ્યારે તેની શોભા અગર ઉપયોગિતામાં વધારો કરવા ખાતર કરેલો ખર્ચ વધી જાય છે, ત્યાં આ કહેવત વપરાય છે. એની સાથે સરખાવો આ કહેવતો:–' મુદ્દલ કરતાં વ્યાજ વધ્યું ' ' Great toil, little work. ' અંગ્રેજી આંટી કુંટી=યૂરોપીઅન શિષ્ટાચાર; પાશ્ચાત્ય સંસ્કૃતિએ માન્ય કરેલા સભ્યતાનાં લક્ષણો. English etiquette. ચક્કર=નકામો ખુરદો; નાહક અવિચારી ખર્ચ. ખરીદી=ખરીદ કરવાનો વિચાર. રખાઈ=મુલતવી રાખવામાં આવી. લેવી છે=લઈ જવી છે; વાળી લેવી છે.

પેરા ૩—વધારે ચઢે=વધારે દુ:ખે.

પેરા ૪—ક્ચકચ=ગરમ તકરાર Hot dicussion. ગડબડ=હુલ્લડ; ધાંધલ. ગાળ પડતે=સખ્ત શબ્દોમાં ખબર લઈ નાંખત; ઝાટકણી કાઢત. વિવાદ (સં)=ચર્ચા; Discussion. ઉહાપોહ.

પેરા ૫—જોતજોતામાં=ધાર્યા કરતાંયે ઘણો વહેલો. જૂના વિચારના= પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે વર્તનારા; અસલના વારાના રીતરીવાજને માનનારા; Of orthodox views. ખરા બોલા=સત્યવાદી; નિષ્પક્ષપાતપણે ન્યાયદૃષ્ટિથી અભિપ્રાય આપનારા. Those who call a spade a spade

without mincing matters. જીવ્યા કરતાં જોયું ભલું=જીંદગીની સાર્થકતા વિવિધ અને વિશાળ અનુભવ મેળવીને જ્ઞાનનો વિકાસ કરવામાં સમાએલી છે. તેથી અહિં એ આશય છે કે, વયોવૃદ્ધ કરતાં અનુભવવૃદ્ધ ઘણા વધી જાય. કાલિદાસે એજ મતલબથી કહ્યું છે કે તેજસ્વી પુરૂષોનાં સત્વની પરીક્ષા તેમની ઉમ્મરપરથી થતી નથી. ભવભૂતિ પણ કહે છે કે ગુણવાનોના ગુણજ પૂજવા યોગ્ય છે, નહિ કે સ્ત્રી પુરૂષ આદિ જાતિ કે બાલ્ય, યૌવન, કે વૃદ્ધાવસ્થા આદિ અવસ્થા વિશેષ.

પૃ. ૧૫ પેરા ૬—માલ નથી=સાર નથી; લાભ નથી. સત્તરવાનાં સંભળાવશો=ઘણા વાંધા સાંધા–વિરોધી દલીલ– દર્શાવશો.

પેરા ૭—કલમો=નિયમો; સભ્યતાની આંટીકુંટી. આપણી પાસે... કકડા=મ્હારી વિવેચનપદ્ધતિ તો એવી છે કે, હું તો હંમેશાં સામાની લાગણીની પરવા રાખ્યા વગર અપ્રિય પરંતુ સત્ય હકીકત વગર સંકોચે ખુલ્લેખુલ્લા શબ્દમાં કહી દંઉ છું. ખરાબોલા ઘણુંખરૂં તેથી કડવા બોલાજ નીવડે છે. તમારે તો...ગયું છે=તમે તો વાદવિવાદ કરવામાં પણ સુધરેલી ઢબના નિયમોનું દાસત્વ સેવો છો–પ્રણાલિકાવાદનું પૂછડું પકડયું તે પકડયું–એવા સભ્યતાના નિયમના ગુલામ બની જાઓ છો. દમ વગરની =નકામી. Useless. કાકાને સંભારશો=મ્હારાં કથનની સત્યતાને યાદ કરશો.

પેરા ૮—આમન્યા=અદબ; માનવૃત્તિની મર્યાદા. રકઝક=વિરોધી વલણ. કામ=ખપ; જરૂર.

પેરા ૯—ખીલવીને=રસ કેળવીને; ઉશ્કેરી આપીને.

પેરા ૧૦—મુઆ એ સસ્તાના વેચનારા=એ સસ્તું વેચતા હરવાયા! એ લોકો સસ્તું વેચે છે, એ વાતજ અસંભવિત છે. ભાવ પૂછીએ= વેચાણનાં આંક–દર–ની તપાસ કરીએ; Inquire about their rates. ઉડાવવાનો=છેતરવાનો; હાથતાળી આપવાનો.

પેરા ૧૪—જૂની આંખે નવું જોવાનો વારો આવ્યો=ઘડપણમાં નવો અનુભવ મેળવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. એક નૂર કપડાં=કપડાં વડે માણસની શોભામાં વધારો થતો હોવાથી કપડાં વગર માણસની કીંમત જે થતી હોય,

તેના કરતાં કપડાં સાથે તેની કીંમત હજારગણી વધી જાય છે. એમ-કહોકે કપડાં શોભામાં હજારગણો ઉમેરો કરે છે. આમને આમ...ગયું= આવીજ પદ્ધતિનું અવિચારી આંધળીઉં અનુકરણ કરવાથી આપણો દેશ પાયમાલ થઈ ગયો. માંડમાંડ=મહાકષ્ટાવટે; ઘણીજ મુશ્કેલીથી. અલબત્ત અંહિપણ કરડાકીભરી ટકોર છે. નેકટાઇની સક્રિયતા કે સાર્થકતા કાંઈજ નથી, કેમકે તે કશાય વ્યાવહારિક ઉપયોગ Practical useમાં આવતી નથી. કોલેરા થાય છે=અતિશય સંતાપ થાય છે; કોલેરાના રોગને લીધે જેવું દરદ થાય છે, તેવુંજ મ્હારા પેટમાં વલોવાઈ જાય છે. કદરૂપો=વરવો. Ugly. કુદરત તે વળી ઢંકાતી હશે?=કુદરતી ખોડખાંપણ કદી કૃત્રિમ ઉપાયો વડે દૂર થઈ શકે ખરી? કહેવત છે કે 'સોમણ સાબુએ ધોવા છતાં કોલસા કદી ઉજળા ન થાય.' અલબત્ત અંહિ ભાવાર્થ એ છે કે કોલર ગમે તેવો ભપકાદાર કશે, પરંતુ તે પહેર્યાથી મનુષ્યનું કુદરતી કદરૂપા-પણું-ખોડખાંપણ વગેરે-કદીપણ દૂર થઈ શકશે નહિ.

પૃ. ૧૬, પેરા ૧૫—ઉંચી=અક્કડ.

પેરા ૧૬—ગરદન ઉંચી...ક્યાં છે?=શું મ્હોં લઇને આપણે ગરદન ઉંચી રાખી શકીએ? સર્વ પ્રકારે કૃતાર્થ, સુખી અને સ્વતંત્ર હોય, તેઓજ એવો રોફ-દિમાગ-દર્શાવી શકે. મૂછ નીચા=અધમ પરાધીન સ્થિતિ. મતલબ એ છે કે આપણે પરદેશી પ્રજાના આધિપત્ય હેઠળ હોવાથી પરતંત્ર પ્રજા છીએ તેમ છતાં એવી ઉંચી ગરદન રાખવાનો ભપકો કર્યાથી શો લાભ? તમાચો મારીને મ્હોં લાલ રાખવા જેવુંજ એ તો લાગે. છાજે= શોભે; સારૂં લાગે. હવાપાણી=આબોહવા. climate. પોતાનું મૂકી પારકું ગ્રહણ કરીએ છીએ=આપણો પોશાખ તજી દઇને વિલાયતની પ્રજાનો પોશાખ સ્વીકારીએ છીએ. આપણે એ પ્રમાણે પારકે ભાણે મોટા લાડૂ ગણીએ છીએ, તેથી બેવકૂફ-અવિવેકી-ઠરીએ છીએ.

પેરા ૧૮—આંખમાં...ગયોતો=આપણી સમજશક્તિમાં પણ સડો પેસી ગયો છે. પરદેશી સંસ્કૃતિનો ચેપ લાગ્યાથી આપણી બુદ્ધિ ભ્રમિત થઈ છે. ભાન=પ્રતીતિ; સૂચન. મતલબ એ છે કે આપણો પોશાખ-

હિન્દી પોશાખ–એ આપણા જાતીયત્વ તથા પ્રજાકીય ગૌરવનો મૂર્ત્તિમન્ત સ્મારક છે–સૂચકચિન્હ છે.

**પેરા ૧૯**—હવે બહુ થયું=હવે બસ કરો; બંધ કરો તમારૂં બોલવાનું.

**પેરા ૨૦**—ગમે તેવું=કડવું લાગે એવું. તમને પસંદ...નસીબ=મ્હારી આવી હિતકારક શીખામણ ત્હમને રૂચતી નથી, એમાં હું આપણા બન્નેનું દુર્ભાગ્ય સમજું છું. ત્હમને ખાતરીપૂર્વક મ્હારો સિદ્ધાંત ઠસાવી શકતો નથી, એ મ્હારૂં કમનશીબ અને પ્રજાકીય ગૌરવનું ભાન કરાવનારા એ સિદ્ધાંતની ત્હમને ખાતરી થતી નથી, એ ત્હમારૂં કમનશીબ. હિન્દનાં સ્વાતંત્ર્ય–જાહોજલાલીના દિવસો તેથી ઘણા દૂર ઠેલાય છે, એ આશય છે.

**પેરા ૨૧**—પ્રકૃતિ ઠીક નથી=તબીયત નાદુરસ્ત છે; જીવને બેચેની લાગે છે. I feel indisposed. હોંસાતોંસી=રકઝક; આનાકાની.

---

## પ્રકરણ ૩જું.

પૃ. ૧૯—યોગ (સં, **युज्** To unite)=સહકાર; અનુસંધાન. આશય એ છે કે સ્વદેશભક્તિની નિરંતર લગની લાગી રહો. આ શ્લોક શ્રીસમર્થના દાસબોધમાંથી ઉદ્ધૃત કરવામાં આવ્યો છે. સ્વદેશભક્તિનું સમર્થન કરવાના ઉદ્દેશથી પ્રકરણને મથાળે આ અવતરણ મૂક્યું છે. અલબત્ત આખા પ્રકરણમાં સ્વદેશી ચળવળનું સમીક્ષાત્મક વર્ણન વાંચકના જોવામાં આવશે. નવલકથાની સાથે આ પ્રકરણને સીધો સંબંધ જો કે ઘણો થોડો છે, તેમ છતાં વિપિનના પિતાને જે શેઠને ત્યાં નોકરી હતી, ત્હેમને વિષે ઉલ્લેખ કરીને સંકલના જાળવી રાખવામાં આવી છે. છેવટે વેપારી જગતની માહીતી તથા સ્વદેશી ચળવળ સાથેના તેના સંબંધનું પણ સ્પષ્ટ વિવેચન કર્યું છે.

**પેરા ૧**—જોમ=પ્રબળવેગ; જોરશોરભર્યો પ્રચાર. ધામધુમ=ઉત્સાહભર્યો કાર્યક્રમ; સમારંભ. Demonstration. છાંટા=અસર; ચેપ. આગ્રહપૂર્વક (સં)=મક્કમપણે; ટેકીલા રહીને. મતલબ એ છે કે દુઃખ વેઠીને પણ વિદેશી માલ નહિ વાપરવાનો પોતાનો ટેક પાળતા. વક્તાઓ

(સં **वच्** To speak)=બોલનારા; ભાષણ કરનારા; Orators. હિતચિંતકો (સં, **हित+चिन्तक**)=ભલું ઇચ્છનારા; આગેવાન દેશભક્તો. જાનમાલ= જીંદગી તેમજ માલમિલ્કત. યાહોમ કરી=અડગ સાહસિક વૃત્તિથી; બેધડક બેપરવાઈથી. દર્શાવતા (સં, **दर्श्** To show)=જાહેર કરતા; જણાવતા. હીલચાલ=પ્રવૃત્તિ; ચળવળ. Movement. નજર રાખતી=દેખરેખ રાખતી; ધ્યાનપૂર્વક નોંધ લેતી. આક્ષેપો (સં, **आ+क्षिप्** To throw) કડકટીકા; આરોપો; Flings. બોલ્યાનું પરિણામ ભોગવવું પડતું=સરકારની વિરૂદ્ધ ભાષણ કરવા બદલ સોસવું પડતું હતું. સરકારની ઇતિરાજી તથા ભયંકર સજા ખમવી પડતી હતી. ડોળઘાલુઓ=મતલબી, ઉપરચોટીયા દંભી નેતાઓ. Hypocrites એ બહાને...ઘણું=સ્વદેશી ચળવળમાં સામેલ થયાથી જાહેરમાં આગળ અવાશે, લોકોમાં પ્રખ્યાત થવાશે, એવા હેતુથી ભાષણ વગેરે બાહ્ય દેખાવની ધમાલ કરતા-ધૂમ મચાવતા. પણ કરતાં કાંઈ નહિ= દેશને સંગીન લાભ થાય એવી સક્રિય સેવા બજાવતા નહિ. અલબત્ત આ પણ માર્મિક કટાક્ષ છે. માન કે ચાંદના ભૂખ્યા=સરકારની પાસેથી મોટા અધિકાર અને ઇલ્કાબ (Titles) મેળવવાની આતુરતા ધરાવનારા. Title-hunters.

**પેરા ૨**—પ્રસંગ ( સં )=બનાવ; પરિસ્થિતિ. તત્પર ( સં )=તૈયાર; સાવધ. ન્યાયાધિકારી ( સં. **न्याय + अधिकारी** )=Judge. ગેરવર્તણુંક ( ફા )=ખોટી કનડગત; દડપશાહી. તિરસ્કારની નજરથી જોઈ=નાપસંદગી દર્શાવીને; સખ્ત વખોડી કાઢીને. વિચિત્ર મગજનો=ધૂની સ્વભાવનો; બીજાનો ઉશ્કેર્યો ઉશ્કેરાય તેવો. અત્રે ( સં )=અંહિ; હિન્દમાં.

**પૃ. ૧૮**—છંછેડાઈ જતો=ઉશ્કેરાઈ જતો. રાજ્યદ્રોહી ( સં, **राज्य + द्रोही** )=ફીતવાખોર; ફીતુરી. બચાવમાં ઘણું કહે=નિર્દોષ સાબીત કરવાને ઘણાયે પુરાવા રજુ કરે. હુકમ=ફેંસલો. Judgement. જેલજાત્રા= કેદની સજા. ઉપલી અદાલત= હાઇકોર્ટ. આરોપી ( સં )=તહોમતદાર. Accused. આવો=વિચિત્ર મગજનો; પક્ષપાતી અને ચઢાઉ.

**પેરા ૩**—શોખીન=વિલાસ-પ્રિય; એશઆરામ ભોગવનારી. આ ગુણને લીધે સ્વદેશી ચળવળની એ પ્રજા ઉપેક્ષા કરતી હતી. ખાલી પંચાત

=નકામી ધાંધલ. અલબત્ત વ્યંગાર્થપૂર્વક માર્મિક ટકોર છે. મતલબ એ છે કે એ ચળવળમાં ઝંપલાવ્યાથી ખીસાં ઓછાં તર થઈ જવાનાં હતાં? ત્હેમની સમજ પ્રમાણે પૈસા માટેની પ્રવૃત્તિ તે કામની-સાર્થક-પ્રવૃત્તિ, અને જેમાં દ્રવ્યની પ્રાપ્તિનો સંભવ ના હોય તે નિરૂપયોગી પ્રવૃત્તિ! વેપારી દૃષ્ટિ= આર્થિક લાભ થાય તેટલાપૂરતુંજ; પૈસા પૂરતોજ સંબંધ રાખતા. ગમેતેમ= ગમેતેવી ઉથલપાથલ; ગમે તેવા ભયંકર બનાવો. લાખે લેખાં કરી ઝંપલાવે= યાહોમ કરીને મંડ્યા રહે; ગમેતેવી મુશ્કેલીમાંયે સાહસ કરતાં ડરે નહિ. રોયા હોય=તળીયાઝાટક ખુવાર થઈ ગયા હોય. દેશહિતનું...નાસવાના=સ્વદેશી ચળવળના પ્રચારના કાર્યમાં દ્રવ્યવડે ફાળો આપવાને કોઈ વિનવે, તો ત્યાં આગળથી ગુપચુપ પલાયન કરી જાય અને પાઈ સરખી પણ પરખાવે નહિ. ભૂખ્યા=ઉત્સુક; ઇન્તેજાર. ખાનના=ખાવાપીવાની વસ્તુના. વાહન (સં)= ઘોડાગાડી, મોટર, ટ્રામ વગેરેની સહેલગાહ. મહાલવાના=મોજશોખમાં મ્હાલવાના; વૈભવવિલાસના. ખાંચરે=ખૂણામાં; કચરાની ટોપલીમાં જેમ નકમું પડી રહે તેમ. શું મચ્યા છે!=કેવા ઝઝુમી રહ્યા છે! કેવી સરસ પ્રવૃત્તિ કરી રહ્યા છે. બોલતું પણ નહિ=એ ચળવળની વાત સરખી પણ કરવી નહિ. આપણા ઘરમાં...લાવીએ=આપણા માથા ઉપર આફત શા સારૂ નાહક વ્હોરી લઈએ? હિન્દનો શુકરવાર કરવાના=હિન્દને ન્યાલ કરી નાંખવાના; હિન્દુસ્તાનને સંપૂર્ણ સ્વાતંત્ર્ય-સ્વરાજ્ય અપાવી દેવાના. ખાલી બકબકાટ= જેમાં દ્રવ્યનો લાભ થવાનો સંભવ નથી, એવી મિથ્યા અર્થશૂન્ય ડાચાકૂટ. આપણું શું વળ્યું?=આપણને શો લાભ થયો? ખાલી મગજની મારામારી= મિથ્યા નિરૂપયોગી લમણાંઝીક; અર્થાત્ દ્રવ્યનો લાભ તો થાય નહિ ને નકામી મગજને તસ્દી! ચાર આંખ=વક્રદૃષ્ટિ; કફામરજી; ઈતરાજી. ભોગજ= પાયમાલી; પૂરેપૂરી કમબખ્તી.

**પૃ. ૧૯, પેરા ૪**—આ ચર્ચામાં=સ્વતંત્રતાની લડતમાં. અર્થાત્ સરકાર પાસેથી વધારે રાજકીય હકોની માંગણી કરતાં, અને ત્હેનાં અવિચારી કૃત્યોની સખ્ત ટીકા કરતાં. કેટલાંક દહીંમાં......રાખતાં=કેટલાંક પત્રકારો પોતાના વ્યક્તિગત સ્વાર્થને હાનિ પહોંચે નહિ એવી રીતે કોઈ વખત પ્રજાનો પક્ષ લેતા. અર્થાત્ સિદ્ધાંતને ખાતર નહિ પરંતુ સ્વાર્થને લીધેજ

તેઓ અવારનવાર આમ બન્નેય બાજુની ઢોલકી બજાવતા. 'વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો'=વર કે કન્યા બેમાંથી ગમે તેને ગમે તેવું નુકસાન થાય, પરંતુ ગોર મહારાજને તો લાભ થવોજ જોઈએ. એ બેમાંથી ગમે ત્હેનું અહિત થયું હોય તો ભલે થાય, પરંતુ ગોરને તો સંપૂર્ણ લાભ મળવોજ જોઈએ. અન્યોક્તિથી એજ અલંકાર પત્રકારને લાગુ પાડ્યો છે. પત્રકારો કેવળ આર્થિક દૃષ્ટિથી લવાજમનાં નાણાં વસુલ કરવા પૂરતોજ. અર્થાત્ એ પત્રકારનો ધંધો ચલાવતા. ચું કે ચાં બોલતા નહિ=તટસ્થ રહીને મૌન જાળવતા. એમ કરવાથી, પત્રકારના પ્રમાણિકપણાને બાધ આવે છે, તેથી આ ટકોર કરી છે. પોતાનાજ દેશનો=ઈંગ્લીશ પ્રજાનો. અર્થશાસ્ત્રને નામે=નાણાંભીડ વગેરે અર્થશાસ્ત્રના સિદ્ધાંતોનાં બ્હાનાં કાઢીને. ઉચ્ચ અધિકાર–અર્થશાસ્ત્રી (સં)=અર્થશાસ્ત્ર (Political Economy)નું જ્ઞાન ધરાવનાર વિદ્વાન. શાસ્ત્રીઓના=એ વિષયમાં પારંગત એવા પંડિતોના. વિરાટરૂપ આપતાં=ભાષણમાંહેના અમુક શબ્દોને રજનુંગજ કરી નાંખીને ભયંકર સ્વરૂપ આપી દેતાં. ગુન્હાનું તત્વ શોધતાં=દૂધમાંથી પોરા કાઢતા હોય તેમ નિર્દોષ વચનોમાંથી ફીતુરીપણું–રાજ્ય દ્રોહ–સાબીત કરવાને મથતાં. ગધેડાનું પૂછડું પકડ્યું તે પકડ્યુંજ !=પોતાની ભૂલ સમજાવવા છતાં તેને વળગી રહેતા. એકનું એક વારંવાર ડહોળ્યા કરતાં=પોતાનો કક્કો ખરો કરવાને એકનીએક બાબતનું પિંજણ–કર્યા કરતાં.

**પેરા ૫**—બહુ લક્ષ હતું=સારૂં ધ્યાન આપ્યું હતું; કાળજીપૂર્વક રસ લીધો હતો. નોકરી...છે=નોકરી નહિ કર્યાથીજ માણસ સ્વતંત્ર અને સુખી રહી શકે છે. નોકરીની વ્યુત્પત્તિજ અંહિ 'નાકરી' એવી આપી છે. સૂત્ર (સં)=સિદ્ધાંત; વ્યુત્પત્તિપરથી નીકળતી વ્યાખ્યા. નીકળી પડવું=છચોક વેચવ નીકળવું. પરતંત્રતા (સં, **પરતંત્ર** પરથી ભાવવાચક નામ)=પરાધીનપણું; ગુલામગીરી. મતલબ એ છે કે વેચી સાટીને પેટ ભરીને પણ પોતાની સ્વતંત્રતા જાળવવી, એ કોઇની પણ તાબેદારી ઉઠાવીને પરાધીન બનવું, તેના કરતાં વધારે સારૂં હોવાથી મુકાબલામાં વધારે પસંદ કરવા લાયક છે. સિદ્ધાંત (સં)=માન્યતા, અભિપ્રાય. Opinion. તાલીમ=કેળવણી. Training. શેઠમાં... નહોતું=ગર્વ (અભિમાન) એમનામાં લેશ માત્ર પણ નહતું; તદ્દન નિરભિમાની

હતા. દાવકાપણું=ઠરેલપણું; ગંભીરતા. છે=નસીબના ઉપર આધાર રાખે છે; તકદીરના ખેલ છે. વિલક્ષણ (સં)=વિચિત્ર અસાધારણ Extraordinary. સાલસ=વિનયનમ્ર; સલુકાઈભર્યા. કદર પિછાનતા=યથોચિત સત્કાર કરતા; બુઝ જાણતા. હાંક મારૂં=બૂમ પાડું. મરી ફીટશે=તહેનાતમાં દોડી આવશે; અછો અછો કરશે.

**પૃ ૨૧.** ઉથલપાથલ=ભયંકર ફેરફાર. બુટ્ટાઓ=ગપગોળા; કાલ્પનિક તર્કો. અફવાઓ=બુટ્ટાઓ; ગપગોળા Rumours. બાજી રમતા=યુક્તિ પ્રયુક્તિ રચતા; પ્રપંચજાળ ફેલાવતા. તેજી થઈ જતી=ભાવ એકદમ વધી જતા. ગગડી જતા=ઘણા ઘટી જતા; સખ્ત મંદી થઈ જતી. વલણ=પરિણામ Result. ગજા ઉપરાંત=શક્તિનું માપ લીધા વગર; અર્થાત્ યાહોમ કરીને ઝંપલાવતા. 'હાર્યો જુગારી બમણો રમે'=જુગારીને જુગાર ખેલવાની એવી બુરી લત પડી જાય છે કે તેમાં ગમે તેટલી વાર તે હારી જાય, ખુવાર થઈ જાય, તોપણ ફરી પાછો બમણા વેગથી ઝોકાવે છે. કડવા માઠા અનુભવથી તે કદી પણ શાણો થતોજ નથી, કેમકે ત્હેને મન તો 'કાંઈક લાખો નિરાશામાં અજબ અમર આશા છુપાઈ છે' એમજ હોય છે. એની સાથે સરખાવો નીચેની કહેવતઃ-'હાલ જાય, હવાલ જાય, પણ બંદાના ખેલ ન જાય.' ગેબી=અણધારી અને અસાધારણ; અચાનક તેમજ ઘણી મોટી. મૂગા બેસતા નહિ=સખણા રહેતા નહિ; પ્રવૃત્તિને છોડી દેતા નહિ. આશામાં તણાઈ=આશામાં લલચાઈ-લપટાઈને. ઝંપલાવતા= ઝોકાવતા; વગર વિચારે આંધળીયાં કરતા. ચોપટ=બાજી. રૂપકાલંકાર છે. શેતરંજમાં જેમ દાવ ખેલવાના હોય છે, તેમ વેપારમાં પણ યુક્તિપ્રયુક્તિ તથા છળકપટ રૂપી દાવ ખેલાતા હોવાથી એ રૂપક આપ્યું છે. અભિમન્યુના... નહોતી=કૌરવો સાથેનાં યુદ્ધમાં અભિમન્યુને સાત ચક્રાકાર કોઠા-સૈન્યની વ્યૂહ રચના-ભેદીને દુશ્મનોની સાથે લડવાનું હતું. પરંતુ એ કોઠા ઘણાજ અટપટા અને દુર્ભેદ્ય હોવાથી સાતમે કોઠે તે માર્યો ગયો હતો. તેથી અંહિ એ આશય છે કે, વેપારના છળ પ્રપંચની આ વ્યૂહ રચના-ઉસ્તાદીભરી યોજના-પણ ઘણીજ અટપટી તથા જોખમભરી, હતી. પ્રખર યોદ્ધા (સં)=ધુરંધર લડવૈયા; અહિ લાક્ષણિક અર્થમાં ઘણાજ પાવરધા ખેલાડીઓ; કાબેલ ઉસ્તાદો.

ગુંચવાતા=ગભરાતા; મુંઝાતા. લપટાતા=ભેરવાઈ જતા, સડોવાઈ જઈને ફસાતા. ગુલાંટ ખાતા=છક્કડ ખાતા; ફસાઇ પડતા. ચાંચણુની માફક ચોળે એવો=ઘણીજ સહેલાઇથી હરાવી નાંખે અને તેમની ધારણા ધૂળમાં મેળવી દે એવો. વૃદ્ધ દ્રોણાચાર્ય:–અંહિ મેમણ શેઠને ઉદ્દેશીને આ રૂપકાલંકાર Metaphor વાપર્યો છે. દ્રોણાચાર્ય શસ્ત્રવિદ્યામાં ઘણાજ પારંગત એવા વીર બ્રાહ્મણયોદ્ધા હતા. એમણે કૌરવો તેમજ પાણ્ડવોને પણ શસ્ત્રવિદ્યા શીખવી હતી તેથી 'કોઇથી ગાંજ્યો ન જાય એવો ઉસ્તાદ' એ અર્થ સમજવો. રમાડતો=મોટી લાલચમાં લપટાવતો અને પોતાનું કામ ચાલાકીથી કાઢી લેતો; ઠગવિદ્યા વાપરતો. આંગળી પર નચાવતો=હથેલીમાં રમાડતો; પોતાની સત્તાનાં પૂતળાં બનાવી ઇચ્છામુજબ ધારેલું કામ ત્હેમની પાસેથી કઢાવી લેતો. કંઈ કંઈનાં ...નાંખતો=ભલભલા ઉસ્તાદને પણ હરાવી નાંખતો અને જમીનદોસ્ત કરી નાંખતો. અલૌકિક (સં)=અસાધારણ.

---

## પ્રકરણ ૪

પૃ. ૨૨, પેરા ૧—શરદ્ પુનમની રાત્રે=માણેકઠારી પૂનમ, જે આસો સુદ પૂર્ણિમાને દિવસે આવે છે, તે દિવસે રાતના ચાંદનીમાં બેસીને જમવાની પ્રથા હિન્દુ કુટુંબોમાં હજી પણ પ્રચલિત છે. જાત જાતની=જૂદી જૂદી જાતની. વસ્તુઓ=ખાવાની વાનગીઓ; ખાદ્ય પદાર્થો. એના હર્ષમાં...હતાં=જમવાનો અજબ તાલ પડશે, એવા વિચાર માત્રથી તેઓ એટલા બધા આનંદ-અધીર તથા ઉત્સુક બની ગયા હતા કે જમવાનો વખત થતા પહેલાં ઘણા વખત આગમચથીજ સહુ પોતપોતાના કામ પર બેસી ગયા હતા. હર્ષ (સં. हृष् To rejoice)=આનંદ; ઉલ્લાસ. ઉલટ= ઊર્મિ; ઉત્સાહ. નાગરિક (સં)=નગરમાં જન્મેલી એવી; શહેરી એ યૌગિક અર્થ ઉપરથી લાક્ષણિક અર્થમાં આર્ય, કલાનિપુણ તથા કાર્યદક્ષ. રંગ ઉડી રહ્યા હતા; ધામધુમ ચાલી રહી હતી. નિરાળી=જૂદી જાતની; ભિન્ન પ્રકારની. છેલ્લા દિવસ જતા હતા=બાળક સાંપડવાની તૈયારી હતી. પીડા= પ્રસવવેદના. જાતે મરદ પડયો એટલે=પોતે પુરૂષ હોવાથી સ્ત્રીને આવે પ્રસંગે કેવા ઉપચાર કરવા જોઈએ, તેનું સ્વાભાવિક રીતેજ એને ભાન

નહિ હોવાથી. કળી ગઈ=ભેદ પામી ગઈ; સમજી ગઈ. ફલાણે=અમુક. દાયણ=સોઈઆણી. Nurse. ઉપચાર (સં)=ઉપાય; ઈલાજ. બાકી રાખીશ નહિ=કચાશ-ઉણપ-રહેવા દઈશ નહિ; બનતું કરીશ. સુખેથી=નીરાંતે; નિશ્ચિન્ત થઈને. ધારી બેઠો હતો=માન્યતા બંધાઈ ગઈ હતી; ખોટી દહેશત-ધાસ્તી પેસી ગઈ હતી.

પૃ. ૨૩—હાંફલોફાંફલો=આકળોગાભરો; બ્હેબાકળો. નસીબને કરવે= ઈશ્વરેચ્છાથી; પ્રારબ્ધવશાત્. કપાળે હાથ મૂકી=ગમગીનીમાં ગરક થઈને. માણસ નિરાશ થઈ જાય છે, ત્યારે એવો વિષાદસૂચક અભિનય કરે છે. મુંઝવણ=મુશ્કેલી. આતુરતા (સં)=ઉત્સુકતા; અધીરાઈ મૂળમાં...ગભરાયલો= હવે શું થશે, પત્નીનો જીવ બચશે કે કેમ, તેની ચિન્તામાં પહેલેથીજ આકળોગાભરો થઈ ગયો હતો. એની મુંઝવણનો...નહિ=ગભરાટને લીધે એના હોંસકોસ ઉડી ગયા; હદ ઉપરાંત આકુળવ્યાકુળ થઈ ગયો. પુલકિત (સં)=પુલક-રોમાંચ-જેને થયાં છે એવો; રોમાંચિત. મતલબ એ છે કે ખુશાલીના આવેશમાં શરીરનાં રૂવાં ઉભા થયાં. આનંદનો અનુભવ થતાં રોમાંચ ખડાં થાય, એ સાત્વિક ભાવ છે. 'પુલકિત' શબ્દ પણ નોંધવા જેવો છે. સંસ્કૃતમાં નામને છેડે **इत** લાગવાથી વિશેષણ બને છે, જેમકે **कुसुम-कुसुमित; सुगन्ध-सुगन्धित; सुख-सुखित** વગેરે, તેવીજ રીતે **पुलक-पुलकित.**

**પેરા ૨**—નાટકો (સં)=અંહિ લાક્ષણિક અર્થમાં નાટકમાં બને તેવા અદ્‌ભુત આશ્ચર્યકારક બનાવો. Romantic incidents. અહા ! દુનિયામાં કેટલી...જાય છે !=એ કેવી આશ્ચર્યજનક વાત છે કે સંસારમાં અનેક પ્રકારની કલ્પનાતીત ઘટનાઓ બન્યાં કરે છે ! કોઈ હસે છે...ચડે છે=સંસારમાં મનુષ્યોને અવનવા અનુભવ થાય છે. સુખ સમૃદ્ધિમાં જેઓ મ્હાલતા હોય છે, તેઓ જીવનનો ઉલ્લાસ ઉનુભવે છે અને આનંદે છે; દુઃખી મનુષ્યો ગમગીનીમાં ગરક થઈને પોતાના દુઃખી દિવસો મહા કથાવટે ગુજારે છે. કેટલાક સંપત્તિમાંથી વિપત્તિમાં આવી પડે છે, તો કોઈકને વળી દુઃખમાંથી સુખના દિવસો જોવા વારો આવે છે.

પેરા ૩—જોયલો દેખાવ=પત્નીની પ્રસવવેદનાવાળો બનાવ. પરમેશ્વરનો ઉપકાર માનવા લાગ્યો=પત્નીનાં મરણનું સંકટ ટાળ્યું તે બદલ ઇશ્વર સ્મરણ કરીને તેનો પાડ માનવા લાગ્યો. ટાંકણું=સારૂં ટાણું; આનંદનો અવસર; પર્વ; ઉત્સવ.

પૃ. ૨૪—નીડરતાથી (સં)=બેધડક; વિના સંકોચે. સુનિષ્ઠા (સં. કર્મધારય સમાસ)=સન્નિષ્ઠા; સાફ દાનત; સદ્વૃત્તિ. Sincerity. સુભાગ્યે (સં)=સારાં નશીબે. Fortunately. યોગ્ય=લાયક; જેવી જોઇએ તેવી. તેને માથે પડયું હતું=ઘર કામકાજનો બોજો ઉપાડી લેવાની ફરજ પડી હતી. ઘડાઈ હતી=અનુભવથી પલોટાઇને પાવરધી બની હતી. શારીરિક સંપત્તિ (સં)=શરીર સંબંધી સમૃદ્ધિ-સુખદ સ્થિતિ. અંહિ ભાવાર્થ એ છે કે, અનુબાનાં શરીરની તંદુરસ્તી સારી પેઠે જળવાઈ રહી હતી. યોગ્ય કસરતથી કસાઈને ત્હેનું શરીર હૃષ્ટપુષ્ટ બની શકયું હતું.

પેરા ૪—દિવસે ન વધે...વધતો=જોતજોતામાં તે ઉછરી આવ્યો. તંદુરસ્તી સારી હોવાને લીધે તે નિત્ય વધારે ને વધારે પુષ્ટ થતો હોય એમ જણાતો. પૂર્ણિમા (સં)=પૂનેમ; ચન્દ્રનો પૂર્ણ ઉદય થાય છે તે દિવસ. ગોરોગબરૂ=ઉજળો ફક્ક; ઘણોજ કાન્તિમાન. રમાડવાનું મન થાય= એનામાં એટલું બધું વ્હાલસોયું ખેંચાણ હતું કે વેરીને પણ તે એક વખત વશ કરી દે અને ત્હેનો જીવ પણ એને રમાડવાને લલચાય. બંધાયલું હતું=પોપાએલું હતું. મોકળા મનથી=ઉદાર દીલથી. નામ તેવુંજ= નામના અર્થને અનુરૂપ-બંધબેસ્તું આવે એવું; નામને સાર્થક કરે તેવું. જાણે ચન્દ્રમાએ...=આ ઉત્પ્રેક્ષા છે. સાક્ષાત્ ચન્દ્રમાએ પ્રમોદરાય તથા ત્હેની સ્રીને તેઓની ઇશ્વરભક્તિનો બદલો આપવા સારૂજ પોતે તો એને પેટે જન્મ લીધો નહિ હોય એવું એનું મોહક રૂપ હતું. મતલબ કે એનાં શરીરની કાન્તિ ચન્દ્રના જેવી સુંદર હતી. પ્રસન્ન (સં **प्र+सद्**નું ભૂત કૃદન્ત)=સંતુષ્ટ; રાજી. રૂપ (સં)=અવતાર; નરદેહ. સહજ કોઇને લાગે=કુદરતી રીતેજ એવું અનુમાન કોઇથી થઈ જાય. ગૌરવર્ણ (સં)=ગોરૂં-ઉજળું-રૂપ; ઉજ્જવલ કાન્તિ. પ્રવાહ (સં **प्र+वह्**= વહેવું)=વેગ. રતાશ=' રાતું ' પરથી ભાવવાચક નામ; લાલાશ. રાતોરાતો=લાલચોળ.

જન્માક્ષર (સં, जन्म+अक्षर)=જન્મ કુંડળી. Horoscope. નીરોગ (સં, બહુવ્રીહિ સમાસ)=નીરોગી; રોગ જેનામાંથી જતો રહ્યો છે એવો. 'નીરોગ' છાપાંની ભૂલ હોય એમ ભાસે છે. સંસ્કૃતમાં 'नीरुज्' શબ્દ વપરાય છે ખરો, પરંતુ ગુજરાતીમાં 'નીરોગી'જ કહેવાય છે. લાખમાં એકાદ જોશી:–અંહી જોશીઓ આજીવિકાને ખાતર મ્હોંયે મીઠું મીઠું બોલીને પૈસા ઓકાવે છે તથા તદ્દન ખોટા જન્માક્ષર જુએ છે તેના પ્રત્યે માર્મિક કટાક્ષ કર્યો છે. ચન્દ્રરાવની બાબતમાં...પડયો=જોશીએ ભવિષ્ય ભાખ્યા મુજબ ચન્દ્રરાવ મોટો માણસ થયો તથા શરીરે નીરોગી રહ્યો. શ્રદ્ધા=આસ્થા; આકીન. શુદ્ધ અંતઃકરણથી=હૃદયની સાચી શ્રદ્ધાથી; નિર્મલ અંતઃકરણની સાત્વિક વૃત્તિથી. ભાવના (સં)=કામના મનોરથ. મતલબ એ છે કે જેઓ અંતઃકરણની શુદ્ધ નિષ્ઠાથી અને ખરી શ્રદ્ધાથી કાંઈ પણ પ્રવૃત્તિ કરે છે, તેઓના મનોરથ પાર પડે છે. તેમ આ બાબતમાં થયું= પ્રમોદરાયે જોશીનાં વચન ઉપર શ્રદ્ધા રાખીને શુદ્ધ અંતઃકરણથી ત્હેણે બતાવેલા વિધિ પ્રમાણે કામ કર્યું, તેથી જોશીનું ભવિષ્ય કથન ખરૂં પડ્યું, અર્થાત્ ચંદ્રરાવ મોટો માણસ થયો અને સારા ગુણોથી પ્રકાશી નીકળીને ત્હેણે સારી નામના મેળવી. નિર્ધન (સં, બહુવ્રીહિ સમાસ)=જેનામાંથી ધન જતું રહ્યું છે એવો; ધનરહિત; ગરીબ. લક્ષ (સં, लक्ष्=ધ્યાન આપવું)= ધ્યાન; કાળજી. ચંદ્ર જેવો...મેળવશે=કાન્તિમાં ચંદ્રની બરોબરી કરનારો પોતાનો પુત્ર, શિક્ષણ (સદ્‌જ્ઞાન) રૂપી સૂર્યનાં પ્રકાશથી વધારે દીપી નીકળશે, અને તેમ થતાં બધે પ્રખ્યાત થશે. પ્રમોદરાયની આવી સમજ હતી. પૈસો...નહિ=ત્હેને ભણાવવા સારૂ દ્રવ્યનો ખર્ચ કરવામાં તે જરા પણ પ્રમાદ કે સંકોચ રાખતો નહિ.

પૃ. ૨૫—આ લોકમાં અને પરલોકમાં= આ દુનિયામાં તેમજ ઈશ્વરના દરબારમાં; પોતાની જીંદગી દરમ્યાન તેમજ મરણ પછી પણ. સિદ્ધાંત (સં)=નિશ્ચિત મત. પિતાની આજ્ઞા...રહેતો=પિતાનાં આજ્ઞાવચન મ્હોંમાંથી નીકળતાં વારને, વગર ઢીલે તે એ વચનોને અમલમાં મુકી દેતો. અર્થાત્ એવો તે કહ્યાગરો અને વિવેકી હતો કે પિતાની આજ્ઞા પાળવામાં તે કદીયે ઢીલ કરતો નહિ. અતિ પ્રિય (સં)=ઘણો વ્હાલો. ૨૫ અને ગુણ...

લાગે ?=મતલબકે એકલાં રૂપથીજ મનુષ્ય સુંદર દેખાય છે, પરંતુ એ રૂપની ખરી ખુબી પણ ગુણવડેજ દીપી નીકળે છે, તેથી જે માણસનામાં રૂપ અને ગુણ એ બન્નેનો એકસરખાપ્રમાણમાં સમાવેશ થતો હોય છે, તે સ્વાભાવિક રીતેજ સહુને વ્હાલો લાગે છે. અળખામણો=અપ્રિય; અકારો. Repulsive. અર્ધવાર્ષિક (સં)=અર્દ્ધા વરસનું; છમાસિક. Half-yearly. વાર્ષિક ( સં )=વરસદિવસે મળે એવું. Annual. ચાલ્યો જતો હતો=વધ્યો જતો હતો; પ્રગતિ કરતો હતો. તે જોઇ જાણે તેની અદેખાઈ આવી હોય તેમઃ—અંહિ પણ ઉત્પ્રેક્ષાલંકાર છે. આશય એ છે કે એનો ઘણો સારો અભ્યાસ જોઈને વિધિને અદેખાઈ આવી તેથી તેણે ઈર્ષ્યાથી બળ્યાંઝળ્યાં થઈને એના અભ્યાસના વેગમાં ભંગાણ પાડયું. ઉત્પ્રેક્ષા એટલામાટે કે આ કાંઇ ખરૂં કારણ નહોતું. કુદરતી રીતેજ એના પિતાનાં મરણે એ વેગને ધોકો પહોંચાડયો હતો. પરંતુ તેનું પરિણામ એને નુકસાનકારક થઈ પડયું તેથીજ આવી કલ્પના કરવામાં આવી છે. ભયંકર વ્યાધિ (સં)=અસાધ્ય રોગ. Incurable disease. નકામા થઈ પડયા=ખપ લાગ્યા નહિ; એ ઉપચારોથી ત્હેની જીંદગી બચી નહિ.

પેરા ૫—અલૌકિક (સં, अ+लौकिक)=આ દુનિયાની નહિ એવી; અપાર્થિવ; અદ્દભુત. અંહિ પણ સજીવારોપણ ભાવ Personification છે. વ્યાખ્યાન પદ્ધતિથી ગ્રંથકર્તાએ પોતાના વિચારો છૂટથી દર્શાવ્યા છે. વસ્તુ (સં)=ગતિ; દશા. મતલબકે, મનુષ્યમાત્રનું જીવન આશાતંતુ ઉપર અવલંબી રહ્યું છે. આશા રૂપી બંધ-ગાંઠ-મનુષ્યનાં હૃદયને ગમે તેવાં ભયંકર દુઃખને પણ સહન કરવાની શક્તિ પૂરી પાડે છે. તેથી નવલકથાકાર અંહિ પ્રશ્ન કરે છે કે, આશા જેવી વસ્તુ જો અસ્તિત્વમાંજ નહિ હોત તો, મનુષ્યોની શી સ્થિતિ થાત? અર્થાત્ જીવન કેવું શુષ્ક, અકારૂં તથા બોજારૂપજ ત્હેને લાગત? આશ્રય (સં, आ+श्रि=આધાર રાખવો)=આધાર; પ્રોત્સાહન. તારા રૂપી...સૂતી લાગને=મતલબ એ છે કે અમૃત વડે જીવન અમર થાય છે, તેથી આશા રૂપી અમૃત પ્રભુએ મનુષ્યને બક્ષેલું હોવાથી, સંસારરૂપી અરણ્યની ભયંકરતા, ઘણે અંશે દૂર થઈ શકે છે. એ અમૃત જો પરમાત્માએ આપણને નહિ બક્ષ્યું હોત, તો આપણને જીવન

કેવું અસાર, શુષ્ક તથા અકારૂં લાગત? ટેકા વગર=આધાર-અવલંબન-વગર. આશાથી મનુષ્યને પ્રોત્સાહન મળતું હોવાથી, તે કાર્ય કરવાને ઉત્તેજીત થાય છે. સારૂં ફળ મળશે એવી એવી આશાજ ત્હેને અખૂટ મનોબળ પૂરૂં પાડે છે, અને ત્હેનો નિશ્ચય દૃઢ થાય છે. આરંભ (સં, **आ+रम्**=શરૂ કરવું)=શરૂઆત. આરંભાયલાં (ભૂતકૃદન્ત) =શરૂ કરવામાં આવેલાં. અધવચથી...આવતે=અધૂરાં પડતાં મુકવામાં આવત. વમળ=મોજાંનો પ્રવાહ; વેગ. મનમાનતી મોજ માની લે છે=આશાને લીધેજ મનુષ્ય કંટાળો ઉપજે એવાં ત્રાસદાયક કાર્યો પણ ઉત્સાહપૂર્વક કર્યો જાય છે-બલકે એવાં કાર્યોમાં એને અપૂર્વ આનંદ ઉપજે છે. અનેક કિલ્લાઓ બાંધે છે=કાંઈ કાંઈ મનોરથ ધડે છે. એક ટકોરની સાથે...જાય છે=પ્રતિકૂલ સંજોગોના ધા લાગતા આશાના એ હવાઈ કિલ્લાઓ હવામાં ઉડી જાય છે; નાશ પામે છે. તે નિરાશામાં ફેરવાઈ જાય છે=આશા તે વખતે નિરાશા બની જાય છે. તારા સ્વર્ગમાં...લાગે છે=આશાનાં પ્રાબલ્યને લઈને સ્વર્ગસુખના જેવો અપૂર્વ આનંદ અનુભવનારો માણસ (જ્યારે એ આશા નિરાશામાં ફેરવાઈ ગઈ હોય છે ત્યારે) પોતે એમ સમજે છે કે હું સ્વર્ગને બદલે નરકનો નિવાસી થયો છું. અર્થાત્ નરકના જેવો જ એને ભયંકર ત્રાસ ઉપજે છે. કેવી મોટી મોટી...હતી! = જાહોજલાલીના દિવસો જોવાની તથા તેમનું સુખ ભોગવવાની એણે આશા રાખી હતી! દુઃખનું વાદળ આવવાથી=વાદળ જેમ પ્રકાશને ઘેરી લે છે, તેમ વિપત્તિએ એનાં સુખના માર્ગને ઘેરી લીધો; અચાનક આફત તૂટી પડી તેથી. 'મનકી મનમેં રહે ગઈ!'=મનની આશા પાર પડી નહિ, પરંતુ જ્યાં ઉત્પન્ન થઈ હતી ત્યાંને ત્યાંજ અર્થાત્ મનમાંને મનમાંજ પાછી સમાઈ ગઈ.

**પેરા ૬**—જોઈ લીધું હતું=ખાતરી પૂર્વક અનુભવ થતો હતો. રત્ન જેવો નીકળશે=રત્નની પેઠે એ સર્વત્ર દીપી નીકળશે; રત્ન જેમ કીંમતી ગણાય છે અને પંકાય છે, તેમ એ પણ બધે વખણાશે અને સારી નામના મેળવશે. આજ્ઞાનુસાર (સં)=આજ્ઞાને અનુસરીને; હુકમ પ્રમાણે. કારણસર=કારણ-નિમિત્તને લઇને. દુભવવા=પજવવા દુઃખ દેવા. આગ્રહ (સં, **आ+ग्रह्**=લેવું)=ખાસ ભલામણ. દેહ મૂક્યો=મરણ પામ્યો.

પૃ. ૨૬—વૈધવ્ય (સં, **विधवा** પરથી ભાવવાચક નામ)=વિધવાની સ્થિતિ; રંડાપો. Widowhood. તેનાથી ન રડાય કે ન બોલાય=અતિશય શોક ને લીધે ત્હેની છાતી એ ડૂમો બાઝી ગયો હતો તથા ત્હેનો કંઠ ગદ્‌ગદિત થઈ ગએલો હોવાથી તેમાંથી અવાજ નીકળતો નહોતો. આશ્વાસન (સં, **आ+श्वास्**=શ્વાસલેવો)=દીલાસો; સાંત્વન; Consolation. જીંદગી-પર તિરસ્કાર આવવા લાગ્યો=જીવતર અકારૂં તથા બોજારૂપ લાગવા માંડયું.

**પેરા ૭**—પેલેજન્મ=આગલા જન્મમાં; પૂર્વ જન્મમાં. શાં પાપ... આવ્યો ?=એવાં કેવાં ભયંકર પાપ કર્મ કર્યાં હશે કે જેની સજા પ્રાયશ્ચિત્ત –તરીકે મ્હારે વૈધવ્યનું આવું ભયંકર દુઃખ વેઠવું પડે છે ! ફડાક કરતી= ધમ લઈને; જોરથી. ભરાવા લાગ્યાં=મોટી સંખ્યામાં ભેગા થવા લાગ્યાં; ઉભરાવા લાગ્યાં. જ્ઞાતિ ન્યાત. દિલગીરી છવાઈ રહી હતી=શોકાતુર થઈ ગયા હતા. હૃદયહીન (સં,તૃતીયા તત્પુરૂપ સમાસ)=હૃદયની લાગણી વિનાના; નિષ્ઠુર. વખત ન વિચારતાં=સમયની ગંભીરતાનો ખ્યાલ કર્યા વિના; શોકપૂર્ણ પ્રસંગના તરફ દીલસોઝી ધરાવવાને બદલે. માંહોમાંહે...કરતાં હતાં=એક બીજાની સોડમાં ભરાઈને કાનમાં કાંઇ કહ્યાં કરતાં હતાં–ધીરે અવાજે વાત કર્યાં કરતાં હતાં. ટોળટપ્પા=નકામા તડકા; ગપ્પા. ન જાણે લગ્નમાં આવ્યા હોય તેમ=તેઓ એટલા લાગણી વગરના હતા કે આ દીલગીરીના પ્રસંગે દીલસોઝી ધરાવવાને બદલે મોજમાં મ્હાલતાં હતાં. મૂર્છા (સં)=અત્યંત શોકના આવેગમાં પ્રાપ્ત થએલી બેભાન અવસ્થા. Swoon સારવાર= માવજત. Treatment.

**પેરા ૮**—આભો=સ્તબ્ધ. મતલબ કે અત્યંત શોકના આવેશમાં તે આવી ગયો હતો અને તેથી ત્હેના સર્વ હોંસકોંસ ઉડી ગયા હતા. તેને ગળે બાઝી પડતોઃ–બન્નેને માથે એક સરખું દુઃખ આવી પડયું હતું,તેથી માતાના દુઃખમાં ભાગીદાર બનીને તેના પ્રત્યેની સહાનુભૂતિથી ત્હેને આમ વળગી પડતો. શબ (સં, **शव**)=મુડદું. આંતરડી કકળે છે...પ્રાર્થના છે=મ્હને જેવું અસહ્ય દુઃખ થાય છે, તેવું દુઃખ તો મ્હારા શત્રુને પણ ના પડશો. અંતઃકરણની વ્યથાથી જેમ મારૂં હૃદય ચીરાય છે તેવું તો મારા શત્રુનું પણ ચીરાશો નહિ, એટલીજ મારી ઇશ્વરને પ્રાર્થના છે. હું ખરી છું કે ખોટી=મારૂં દુઃખ

ખરેખરૂં છે કે ખોટું-અર્થાત્ હું ખરેખરી આફત અનુભવી રહી છું કે ખોટો ઢોંગ કરૂં છું. આપણી અવદશાના આ પડઘા છે=લોકોનું આવા પ્રસંગે વિરોધી વલણ તથા ક્રૂર મશ્કરી આપણી દુર્દશાનું સૂચન કરે છે-અર્થાત્ આપણી વિપત્તિનું પૂરેપૂરૂં ભાન કરાવે છે. કરતે કારવતે=બધી રીતભાત સારી પેઠે કરવા છતાં જાણે જસમાં જુતીયાં આપતા હોય તેવી રીતે. અફવાઓ ચલાવે છે=ખોટી નિન્દા કરે છે; ખોટા આરોપ અપવાદ-મૂકે છે. કાન ભંભેરે છે=નારદવિદ્યા કરીને ઉશ્કેરે છે; આડુંઅવળું સમજાવીને માંહોમાંહ્ય લડાવી મારે છે. મૃત્યુપ્રસંગે (સં)=મોત થયું હોય તેવા વખતે; મરણ જેવા ગંભીર સમયે ચડસીલો. ઈર્ષ્યાખોર; હુંસાતુંસીનો ભરેલો. મારા માણસની... આવતું હતું=અંહિ વ્યંગમાં કટાક્ષ કર્યો છે. મતલબ એ છે કે, દિલસોજી લઈને આવા ઉદ્‌ગાર જો કાઢતાં હોય, તો મારા માણસને યોગ્ય માવજત કરીને જીવાડવા કેમ નહિ આવ્યાં? અર્થાત્ એમ કર્યું હોત, તોજ આ ઉદ્‌ગાર એમનાં મુખમાં શોભત. માત્ર શબ્દોથીજ દિલસોજી નથી દર્શાવતી. મતલબ કે એ લોકો કેવળ જીભનો સ્વાદ કેળવે છે તથા મુરબ્બીપણાંનો ર્થ ડોળ કરે છે.

પૃ. ૨૯—જ્યારે વખત હતો=મ્હારા પતિની હયાતી દરમ્યાન. સૂચના (સં)=ભલામણ. સલાહ.Instruction; suggestion. સલાહ= મસલત, મન્ત્રણા. હવે...કામનુ?=હવે રાંડયા પછીનું ડહાપણ નિરર્થક છે. જોઇએ તે કરતાં વધારે મોડું આ શાણપણ બતાવાતું હોવાથી હવે તે કશાય ઉપયોગમાં આવી શકે તેમ નથી. સાંભળવાનો=લક્ષમાં લેવાનો; ધ્યાન આપવાનો. પૈસાના કાંકરા થઈ ગયા છે=પૈસા જાણે કાંકરા નહિ હોય તેમ હદ ઉપરાંત ખર્ચાઈ ગયા છે; પૈસાનું પાણી થઈ ગયું છે. મારા મનથી...દેખાય છે=અત્યંત શોક સંતાપથી મ્હારૂં હૈયું ઉજડ થઈ ગયું છે, અને મ્હને કશું સુઝતું નથી. નિર્દયતા (સં, **નિર્દય**પરથી ભાવવાચક નામ)=ક્રૂરતા; નિષ્ઠુરતા. ધર્મ (સં)=ફરજ; કર્ત્તવ્યકર્મ. કાંઈ નવાઈ કરી નથી=મોટું પરાક્રમ કર્યું નથી; ધાડમારી નથી. વિનતિ (સં, **વિ+નમ્**= નીચાં નમવું)=આજીજી; અરજ. કુથલી=ખોટી નિન્દા; બદબો. ધારણા મુરાદ; હવાઈ વાતો=નપગીવાતો; બીનપાયાદાર અફવા. હવામાંજ ઉડવા દેવી=

દુર્લક્ષવડે દાટી દેવી; ઉપેક્ષા કરીને દૂર કરી દેવી. કેમકે લક્ષ આપ્યાથી તેનું મહત્વ વધે છે, તેથી આમ કહ્યુંછે. મૌન ધારણ કરવું=મુંગા રહેવું; ઉપેક્ષા કરવી. એક કાને...નાંખવું=જેવી સાંભળી તેવીજ તિરસ્કારપૂર્વક તેને મનમાંથી કાઢી નાંખવી. સાંભળ્યા બાદ તેના ઉપર વિચાર કર્યાથી આપણા જીવને ખેદ થાય માટે દુર્લક્ષ કરીને દૂર કરી દેવી.

**પેરા ૧૦**—સૌભાગ્ય (સં)=સુભગા-પતિવાળી સ્ત્રીની સ્થિતિ; હેવાતન; હેંસુપણું. છેડો=અંત. છેડો આવ્યો=ખતમ-ખલાસ-થયું. યુવાનવય (સં) =યૌવનાવસ્થા; જુવાની; Youth. ખાવાધાતું હોય એમ લાગતું=બીહામણું લાગતું: શ્મશાનવત્ ભયંકર ભાસતું. શ્મશાન (સં)=મુડદાં બાળવાની જગ્યા Burning ghat. મતલબ કે, પતિના વિયોગને લીધે પોતાનું ઘરપણ એને શ્મશાનના જેવું ભયંકર જણાતું. કુદરતની ભયંકરતા તથા સંસારની અસારતાનું ભાન મનુષ્યને શ્મશાનમાંજ થાય છે, તેથી આવું સાદૃશ્ય કલ્પ્યું છે. પતિના વિયોગથી સંસાર હવે એને અસાર, શુષ્ક તથા ભયંકર જણાવા લાગ્યો એમ કહેવાનો ભાવાર્થ છે. ચિન્તાઓ (સં, **चिन्त्**=વિચાર કરવો)=અનિષ્ટ કલ્પનાઓ; ખોટી અકળામણ. માથું ભમ્યાં કરતું=ચિન્તાથી ત્હેનું મગજ ઉકળી જતું. જોતી રહીશ=સંભાળ લેતી રહીશ. ખરાબ સંગત=કુસંગ; નઠારી સોબત. વિપરીત રસ્તો=અનીતિનો કુમાર્ગ; બદચાલનો ખરાબ રસ્તો. ધાક=અંકુશ; દાબ, હરઘડી=વારંવાર; વખતોવખત.

**પેરા ૧૧**—બીક=ધાસ્તી; ચિન્તાયુક્ત આશંકા. તેને ભાન હતું= એ વાતની જવાબદારીનો પૂરેપૂરો ખ્યાલ હતો. સંસાર...હતો=સંસારમાં પોતાની સ્થિતિ નિર્ભયપણે જાળવી રાખવા સારૂ અવિશ્રાન્ત પરિશ્રમ કરવાનો હતો. પુંજી=થાપણ; મિલકત. Property. કોઈ હતું નહિ=કોઈ સગું નહોતું કે જેની ઓથ તથા હુંફ એને મળે. પોતાનીજ તલવાર... હતું= પોતાનીજ જાત મહેનત ઉપર સઘળો આધાર રાખવાનો હતો; પોતાનાજ પગ ઉપર ઉભા રહીને ઝઝુમવાનું હતું. વિચારમાં પડી રહેતો હોય=વિચારનિમગ્ન થઇ જતો હોય; વિચાર વમળમાં ગોથાં ખાતો હોય. ભવિષ્ય (સં)=હવે પછીનો વખત; ભાવી જીવન. Future life. રોદન કરતી=કલ્પાંત કરતી; વિલાપ કરતી. કરગરીને=કાલાવાલા કરીને. દેવસેવા (સં)=દેવપૂજા; ઈશ્વરભક્તિ.

પૃ. ૨૯—પૈસા ઉપજતા=મહેનતાણાંના પૈસા જે મળતા. સદુપયોગ (સં, **सद्+उपयोग**)=સારો ઉપયોગ. સ્તોત્ર (સં, **स्तु**=વખાણ કરવાં) =સ્તુતિનાં શ્લોકો. ગણગણતી=કોઇ સાંભળે નહિ તેમ મનમાં બોલતી. ન છુટકે=ખાસ જરૂરી પ્રસંગ સિવાય બહાર નીકળતી નહિ, ગયા વગર છૂટકોજ ના હોય, તેવે પ્રસંગે ફક્ત જતી. થોડા આહારવાળી=થોડું ખાનારી; થોડો ખોરાક લેનારી. પ્રયાસે કરીને=સતત મહાવરાથી; ખાસ ટેવ પાડીને. આહાર (સં, **आ+हृ**=ખાવું)=ખોરાક. Food. કમી કરી નાંખ્યો હતો=ઘટાડી દીધો હતો; ઓછો કરી દીધો હતો. ફળાહાર (સં, **फल+आहार**નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=ફળનો ખોરાક. અપવાસ, વ્રતવર્તુલાં કરવાનાં હોય તેવા પ્રસંગે એવો ખોરાક લેવાય છે. દેવ દર્શન (સં, **देव+दर्शन** નોષષ્ઠી તત્પુરૂષ સમાસ)=દેવનાં દર્શન. સાધન (સં)=જોગવાઈ; સગવડ. ફળ (સં) =લાભ; ફાયદો. તે, તેનું ઘર, અને તેનું કામ=ઝાઝી લપ્પનછપ્પન બીજી કોઈ વાતની રાખ્યા વગર તે પોતાનાં ઘર તથા તેનાં કામકાજમાં ગુંથાએલી રહેતી. અલબત્ત નવલકથાકારે અંહિ પોતાનાં આત્મચરિત્ર ઉપરથીજ ઘણે અંશે આ હકીકત વર્ણવી હોય એમ ભાસે છે. વાચક જાણીને આશ્ચર્યચકિત થયા વિના રહેશે નહિ કે ચન્દ્રરાવનાં ચરિત્રનું નિરૂપણ કરવામાં ગ્રંથકર્તાએ પોતાનું આત્મચરિત્રજ આલેખ્યું છે. ચન્દ્રરાવનું પાત્ર એ ઘણે અંશે શ્રીમાન્ રાજેન્દ્રરાવની પ્રતિકૃતિ (Prototype) રૂપજ છે.

પેરા ૧૨—દુઃખનું ઓસડ દહાડા=સમય જેમ જેમ પસાર થાય છે, તેમ તેમ દુઃખની વ્યથા કમી થાય છે. ઓસડથી જેમ રોગની વ્યથા શાન્ત થાય છે, તેવીજ રીતે દિવસ પસાર થતાં દુઃખ પણ ઘણે અંશે ઓછું થઈ જાય છે. વહી ગયા=વીતી ગયા; પસાર થઈ ગયા.

---

## પ્રકરણ ૫મું.

કમાને ભાવે= ઇચ્છા હોય યા ના હોય તોપણ; મનથી કે કમનથી. આશય એ છે કે એમાં આપણું ચલણજ નથી. ઇચ્છા=દૈવની ગતિ; ઇશ્વરીય આદેશ.

**પેરા ૧**—વિવાહ મેળવવા=વેવિશાળ કરવા; સગપણ કરવા. મનને તો...હતું=તેની તીવ્ર અને એકમાત્ર અભિલાષા એને લફરૂં વળગાડવા સિવાય બીજી કાંઈ નહોતી. ચતુર (સં)=બાહોશ; પાવરધી. અનુભવી (સં)=વ્યવહાર કુશળ; અનુભવથી ઘડાએલી.

પૃ. ૨૯—અપૂર્વ (સં)=અનુપમ; અદ્દભુત. ભૂલી=વિવેકને વીસરી ગઈ. અર્થાત્ ત્હેની બુદ્ધિ સંકુચિત તથા એકદેશી થઈ ગઈ. ફીક્કો=ઝંખવાણો. મતલબ કે એના જીવને કચવાટ થયો, તેથી મ્હોંડા પર ફીક્કાશ આવી ગઈ. તેમ કરવાનો=વિગ્રહ કરવાનો. અભિપ્રાય (સં)=આશય; મનસુબો. મહાશાળા (સં)=વિશ્વવિદ્યાલય; કોલેજ. College. શિષ્યવૃત્તિ (સં)=સ્કોલરશિપ; છાત્ર-વૃત્તિ, Scholarship. ધારણા (સં)=મતલબ; નિશ્ચય. એના વિચાર... રહ્યા=મનની ધારણા પાર પડ્યા વગર પાછી મનમાં ને મનમાંજ સમાઈ ગઈ. ચોકઠું=ગોઠવણ; વ્યવસ્થા. હશે, લગ્ન લંબાવીશું=કાંઈ હરકત નહિ, લગ્નની મુદ્દત લંબાવીશું. વિવાહ કરી દીધો તો ખેર હવે લગ્ન મોડાં કરીશું. એમ પણ બન્યું નહિ=એ ધારણા પણ પાર પડી નહિ; એમાં પણ એની મરજી પ્રમાણે વ્યવસ્થા થઈ નહિ. હાથમાં=સત્તામાં; અધિકારમાં. એના સસરાની...ર્યાં=એના સસરા વૃદ્ધ હતા, તેથી લગ્નનું મુહૂર્ત વહેલું રાખવામાં આવ્યું. કાઠું=શરીરનો બાંધો. ઉમરના પ્રમાણમાં મોટું હતું= ઉમરના પ્રમાણમાં શરીરે તે વધારે ફાલી ગઈ હતી; અવયવો બરાબર ખીલવાથી શરીરે તે જોઈએ તે કરતાં વધારે ઉપળી ગઈ હતી. મનમાં ધાસકો પડયો=હૃદયને આઘાત પહોંચ્યો; એના જીવને ફાળ પેઠી. દિઙ્મૂઢ (સં)=આભો; કિંકર્તવ્યતામૂઢ-શું કરવું તેની સૂઝ વગરનો. માના સામું જુએ...કરવા માંડયું—અલબત્ત વર્ણન ઘણુંજ સચોટ, સુંદર તથા આબેહુબ હોઈ મનુષ્ય સ્વભાવનું કુદરતી ચિત્ર ખડું કરે તેવું છે. દૃષ્ટિ (સં. દૃશ્=જોવું)=નજર. Sight. કપાળે હાથ મુક—આ વિષાદસૂચક અભિનય છે. મનુષ્ય જ્યારે અત્યંત શોકના આવેશમાં આવી જાય છે, ત્યારે કપાળે હાથ મુકે છે, નિસાસા નાંખે છે. મનનો વિચાર=હૃદયનો અભિપ્રાય, ખરી મતલબ. કળી ગઈ=જાણી ગઈ; નો ભેદ પામી ગઈ. ધ્યાન આપો કે 'કળવું' એ શબ્દ અંતઃકરણમાં છુપાઈ રહેલાં રહસ્ય-ગૂઢ વાતનાં

મર્મને જાણી લેવાના અર્થમાંજ વપરાય છે. મારા મનને કે=મારો અભિપ્રાય આવો હતો; મ્હારી સમજ આવી હતી. ગરીબ ઘરની=ગરીબાઈમાં ઉછરેલી; ગરીબ માબાપની દીકરી. તારા સ્વભાવને અનુકૂળ=ત્હારા મનની વૃત્તિઓને ઓળખી જાય તેવી; ત્હારી સાથે સર્વ પ્રકારે મેળ મળે તેવી. ગયો વખત આવશે નહિ=ગુમાવેલી તક ફરી પાછી મળતી નથી. કહેવત છે કે, 'અવસર ચૂક્યા મેહુલા,' તથા 'ગઈ તિથિ બ્રહ્મા (જોશી) પણ વાંચતા નથી.' મેં બીડું ઝડપી લીધું=વગર ઢીલે ચોકઠું બેસાડી દીધું; વગર સંકોચે અલભ્ય લાભ લઈ લીધો. ઠરશે=નક્કી થશે. નાક વઢાય=આબરૂ જાય; લાંછન લાગે. વાતો કરે છે=હાંસિ કરે છે; ચકચાળ-બદગો કરે છે. આસ્થા (સં, आ+स्था =અવલંબન કરવું, અનુસરવું)=શ્રદ્ધા; આકીન. લટકશે=ખરાબ થશે; કથળશે. મુડી=મોટી રકમ; થાપણ. ભાવીએ મને ભુલાવી=મ્હારા દહાડા વાંકા તેથી મ્હને આવી કુબુદ્ધિ સૂઝી; ગ્રહદશાએ મ્હને અવળે રસ્તે દોરવી. Cf, 'તેને સૂઝે અવળુંજ જેને દુર્દશા શિરપર ફરે.' રત્ન જેવી=ઘણીજ લાયક અને ઠરેલ. મતલબકે રત્નજેમ શોભા આપે છે, તેમ વહુ પણ આપણાં ઘરને શોભાવશે. રત્નની પેઠે ઘરનાં શણગારરૂપ થઈ પડશે. થોડે પગારે... રહીશ=ટુંકી આવકમાં પણ ત્હારો સુખેથી નિર્વાહ થશે. આશય એ છે કે વહુના સદ્ગુણો ત્હને ગરીબાઈનું દુ:ખ સાલવા દેશે નહિ. મોટી હવેલીવાળો = મોટા મહેલ જેવાં મકાનમાં રહેનારો; અર્થાત્ ઘણાજ વૈભવભરી સાહેબી ભોગવનારો; ઐશ્વર્ય તથા વૈભવવિલાસસંપન્નસ્થિતિવાળો. વહુ માથું ભાંગે એવી હશે=વઢકણી કર્કશા જેવી હોઈ ત્હને રોજ સંતાપમાં શેકયાં કરતી હશે; ઉદ્ધતાઈથી ત્હારી સામે વિફરી જાય એવી હશે. જન્મારો ધૂળ થશે =જીંદગી છૂટી પડશે; જીવન રદ થશે. લક્ષ્મી કોઈની...નથી=લક્ષ્મી ચંચળ કહેવાતી હોવાને લીધે તે કોઈની તાબેદાર રહેતી નથી-અર્થાત્ કોઇની પાસે કાયમને માટે સ્થિર રહેતી નથી. સંપત્તિ (સં, सं+पद् Toprosper) =વૈભવ; સમૃદ્ધિ. Prosperity. ધ્યાનમાં છે=લક્ષ બહાર નથી; સારી પેઠે યાદ છે.

**પૃ. ૩૦ પેરા ૨**—સ્વચ્છ (સં)=સાફસુફ. Neat and tidy. પર પડતી હતી=ની સામે આવેલી હતી. Was facing towards.

ધોરી રસ્તો=રાજમાર્ગ; સરીયામ રસ્તો. Main road. કાટખુણો=૯૦° ડીગ્રીના ખૂણામાં. At rightangle. સંગમ (સં, **સં+ગમ્**=જોડાવું)=જોડાણ; મેળ. ગૌમુખી (સં)=ગાયના મ્હોંના આકારની માળા રાખવાની કોથળી. એ પણ કાટખૂણાનાં આકારનીજ હોય છે. વિસ્તાર (સં, **વિ+સ્તૃ** to spread)=ફેલાવો; પહોળાણ. Breadth. જરૂર પડતી નહોતી=આવશ્યકતા રહેતી નહતી. વાતચિત=વાર્તાલાપ; સંવાદ; સંભાષણ. એકીટસે=ધ્યાનપૂર્વક; ખાસ લક્ષ દઈને. નવલકથા (સં, **નવલ+કથા**)=નવીન વાર્તાનું પુસ્તક; કાદંબરી; ઉપન્યાસ Novel. ઉપયોગ કરી શકીશ નહિ=આસ્વાદ-લહેજત-લઈ શકીશ નહિ. વહાલાં = માનીતાં; પ્રિય. રામરામ કહેવા પડશે ?=ત્હમારો વિયોગ-વિરહ-સેવવો પડશે? મ્હારે શું ત્હમારાથી છૂટા પડવું પડશે ? 'રામરામ' એ વિખૂટા પડતી વખતની સલામ છે. મનુષ્યને અંતકાળે પણ રામનામ ઉચ્ચારાય છે. રામરામ કહેવા= to bid good-bye. ઉદ્ધત ( સં, **उद्+हन्**નો ભૂતકૃદન્ત ) =ઉચ્છૃંખલ; અવિચારી. Impetuous; Impudent. અધવચથી=અધૂરો; પૂરો થયા વગર. પિતા જાણે...લાગ્યું=અહિં સજીવારોપણ ભાવ છે. ચંદ્રરાવ પોતાની મનોવૃત્તિઓનું નિર્જીવ છબી ઉપર આરોપણ કરીને પોતાનીજ અંતર્ગત ઉર્મિઓનું અવાક્ તથા અચેતન છબીના ઉપર પ્રતિબિંબ પાડે છે. અર્થાત્ પોતે પોતાની જાતને ગુન્હેગાર માને છે અને તેના પરથી પિતા ક્રોધાયમાન થએલા હોવાનું માની લે છે. અલબત્ત વર્ણન ઘણુંજ હૃદયંગમ તથા અસરકારક છે. ક્રોધાયમાન ( સં. **क्रोध** પરથી થતા ક્રિયાપદ Denominative. **क्रोधायते**નું વર્તમાન કૃદન્ત )=ગુસ્સે. Enraged. એવું શું કર્યું ?=એવા શો અક્ષન્તવ્ય અપરાધ કર્યો ? હજી ના પણ કહી નથી=પરણવાની હજી સુધી સાફ ના પાડી નથી. વિચાર=સારાસારની તુલના; યોગ્યાયોગ્યતાનો નિર્ણય. અજાણપણે=Unconsciously. ને જાણે પિતાને લાગ્યું=અહિં પણ ચેતનધર્મારોપ કર્યો છે. પોતાના અંતઃકરણની લાગણીઓનો પિતાની અચેતન છબી પર આરોપ કર્યો છે. માથે ચડાવીશ=શિરસાવન્દ્ય ગણીશ. માનભેર સ્વીકારીશ. વધારો=ઉમેરો. મતલબ કે, વૈધવ્યનું દુઃખ તો હતુંજ. તેમાં મ્હારાં વિરોધી વર્તન વડે સવિશેષ ઉમેરો કર્યો. ત્હારાં દુઃખની વ્યથાને એમ કરીને મ્હેં વધારે તીવ્ર તથા અસહ્ય બનાવી

છે. હું જતો...કોણ ?=મ્હારાં મરણ પછી ત્હારે કોની ઓથ કે હુંફ રહેવાની ? અર્થાત્ તું એકલી-અટૂલી પડી જઈશ. બોલ ઉથાપ્યો નથી= ત્હારી આજ્ઞાનું ઉલંઘન કર્યું નથી, ત્હારી સામે કદીપણ હું થયો નથી. છતાં આજે...કીધું ?=છતાં આજે આવું વિરોધી વલણ મ્હારાથી દર્શાવાઈ ગયું, એ કેવી ભયંકર ભૂલ થઈ? મતલબ કે, મ્હારે ત્હારા પ્રત્યે આજ્ઞા પરાયણજ રહેવું જોઈતું હતું.

**પૃ. ૩૧. પેરા ૩**—મ્હોંપરથી=મ્હોંડાના દેખાવ ઉપરથી; ચહેરા પરથી. ન જાણે એમ=ત્હેને ખબર પડે નહિ એવી ખુબી ભરેલી રીતે. તેની આડે આવવાનો નથી=સામે વિફરી જવાનો નથી; વિરોધીવલણ પકડવાનો નથી. બાજી હાથથી ગઈ હતી=મામલો વિફરી ગયો હતો; પોતાની ધારણા ધૂળમાં મળી ગઈ હતી. લાચાર=લાઈલાજ; નિરૂપાય. શાણો થઈ...કહેવાય ?=તું સમજુ અને વિવેકી હોવા છતાં આમ કલ્પાંત કરે- ત્હારો જીવ બાળે-એશું ત્હને છાજે છે ! ત્હારા જેવા વિવેકીને આવું વર્ત્તન શોભતું નથી, એમ કહેવાનો આશય છે. કલેશ=કંકાસ; સંતાપકારક વાત. મતલબ એ છે કે, ત્હને વાંધા પડતી વાતને માટે હવે હું ફરીથી ત્હને આગ્રહ નહિ કરૂં. સાંભળી ન સાંભળી=પૂરેપૂરૂં સાંભળ્યા વગરજ. ગર્જના કરી ઉઠયો=ગુસ્સાભેર ગાજી ઉઠયો; છંછણી ઉઠયો. છાપ=વિશિષ્ટપદવી. મતલબ એ છે કે, બી. એ.ની પદવી એકલાથી કાંઈ દ્રવ્યની પ્રાપ્તિ થવાની નથી. એ પદવીનામાં પોતાનામાં કાંઈ એવી અપૂર્વ ચમત્કારિક શક્તિ નથી કે બી. એ. થતાં વારને ઝટ પૈસા મળી જાય ! વધારે લક્ષ્મી...ના કહું છું=દ્રવ્યના લોભથી આકર્ષાઈને હું પરણવાની ના પાડું છું એમ નથી. લક્ષ્મી કરતાં...વિશેષ છે=દ્રવ્યની પ્રાપ્તિના કરતાં જ્ઞાન સંપાદન કરવા માટે હું વધારે તલસું છું. લક્ષ્મી કરતાં સરસ્વતી દેવીના પ્રત્યે મ્હને વધારે પૂજ્યભાવ છે. ધારેલો અર્થ=જીવનનો આદર્શ અથવા ધ્યેય; Goali; deal. પાર નહિ પડે=સિદ્ધ નહિ થાય; પ્રાપ્ત કરી શકાશે નહિ.

**પેરા ૪**—સુખેથી=વગરસંકોચે; બેધડક.

**પેરા ૫**—પોષણ (સ, **पुष्** To nourish)=ગુજરાન; નિર્વાહ. Maintenance. આગળ બોલી શકાયું નહિ:—શોકના આવેશને લીધે

અંગર શરમનાં માર્યો, બોલતો એકદમ અટકી ગયો. ભાવાર્થ (સં, भाव+अर्थ)=મર્મ; તાત્પર્ય. નિભાવશે=ગાડું ગબડાવશે; ગુજરાન ચલાવશે. નોકરી... ...લાગી તો ?=નોકરી મળી આવતાં વિલંબ લાગશે, તો ત્હારું ગુજરાન કેવી રીતે ચલાવશે ?

**પેરા ૬**—હું, મ્હારૂં નસીબ અને મુંબાઈ=મુંબાઈમાં હું મ્હારૂં નસીબ અજમાવીશ અને ગમે ત્યાંથી આજીવિકાનું સાધન ફૂટી કાઢીશ. ના કહેવામાં સાર નહોતો=વાંધો ઉઠાવવાથી કાંઈ લાભ થાય તેમ નહતું.

**પેરા ૧૪**—એના મનને...નથી=એનાં અંતઃકરણને એ વાત ખાસ રુચતી નથી.

**પેરા ૧૬**—ઉન્મતિમાં...ગુણ હતા=એનાં નામના અર્થનો મહિમા જાળવે તેવા ગુણ ઉન્મતિમાં હતા. મતલબકે ઉન્મતિ એના નામ પ્રમાણે ખરેખરી ઉન્મત્તજ હતી. બાખી=બહુબોલી; બાધડ. ચબરાક=ચાલાક; ચપળ. હાજરજવાબી=પ્રસંગને અનુસરતા રોકડા જવાબ દેનારી; એક કહે... સંભળાવતી=એક મ્હેણું કોઈ એને મારે, તો એ ત્હેને સામાં અનેક મ્હેણાં મારતી. આશય એ છે કે, એ કોઈથી અંજાઈ જાય તેવી નહોતી. સ્વતંત્ર ( સં, स्व+तंत्र )=ઇચ્છાનુસાર વર્તનારી; મનસ્વીપણે પોતાનું ધાર્યું કરનારી.. સાસુસસરાનાં મન...હરી લીધાં હતાં=પોતનાં સુશીલપણાંથી સાસુસસરાનાં દીલને જીતી લીધાં હતાં. 'પ્રસન્ન દેવતા...સુંદરી'= મૂળ શ્લોક મનુસ્મૃતિમાં આ પ્રમાણે છેઃ–'**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।**' અર્થાત્ જ્યાં સ્ત્રીઓને યોગ્ય માન મળે છે, તે સ્થાનમાં સ્વર્ગના દેવો પણ સંતુષ્ટ થઈને પોતાની કૃપાદૃષ્ટિ વરસાવે છે. તેના તરફ...જોતાં હતાં=એને માટે ઘરનાં બધાંય માણસોને ઉંચો અભિપ્રાય-પૂજ્યભાવ-હતો. એના ચુકાદા...નહોતી=એ જે ફેંસલો આપતી, તેની સામે કોઈ ચું કે ચાં કરી શકતું નહિ. ( સં, कु+दृष्टि )=બદદાનત. નિકટનું=પાસેનું; અંગત.

**પૃ. ૩૩**—સૌભાગ્યકારભાર=સૌભાગ્યવતી સ્ત્રીની સઘળી રીતભાત. ચંદ્રરાવ...સરખી હતી=ચંદ્રરાવ અને એ બન્ને સમોવડીયાં-એક બીજાનાં

બરોબરીયાં-હતાં. મન ચોરીને...નહોતું=પેટમાં પાપ રાખીને વાત કરવાની ત્હેને ટેવ નહતી. પરંતુ તે એવાં નિખાલસ, નિષ્કપટ અંતઃકરણની હતી કે પોતાની બધી વાત ખુલ્લા દીલથી કહેતી. નિર્ભયપણે=વગરસંકોચે; પોતીકાવટની લાગણીથી. વારતો=અટકાવતો. હવે આમ...સારૂં નહિ= બાલ્યાવસ્થાની રીતભાત હજી સુધી ચાલુ રાખે છે, તે ત્હને છાજતું નથી.

પેરા ૧૭—રેવડી દાણાદાણ કરી નાંખુ=ફજેતીના ફાળકા કરી નાંખું; સખ્ત ખબર લઈ નાંખું.

પેરા ૧૮—પણ સાથે...તેનું શું ?=તેમ કરવા જતાં મ્હારી પણ એવીજ હાલત થાય તેનો કાંઈ ઉપાય

પેરા ૧૯—મન...રાખવી નહિ=અંતઃકરણ જેનું નિર્મળ અને સાફ હોય, ત્હેણે કોઈનો ડર રાખવાનો નથી. અને પછી...શેના ?=ત્હમે પોતેજ આવો ઉપદેશ બીજાને આપો છો, છતાં ડરો છો શું કરવા ?

પેરા ૨૨—હાથ લમણા પર રાખી—વિચારમાં પડી જઈ. ચન્દ્રરાવ અત્યારે ચિન્તાનિમગ્ન થઈ ગએલો હોવાથી, વિષાદસૂચક અભિનય કરે છે. ગંભીર વિચારમાં પડી ગએલો પુરુષ સાધારણ રીતે લમણે હાથ મૂકે છે, એ જાણીતું છે. ઢોંગ=ખોટો દેખાવ; દંભ. સમજાવ્યાં=છેતર્યાં; ઠગ્યાં. મારી આગળ નહિ ફાવો=આવી ચાલાકીથી ત્હમે મ્હને નહિ ઠગી શકો;

પેરા ૨૪—સાંભળ્યું...ચલાવ્યું=એનાં મ્હેણાંના તરફ લક્ષ આપ્યા વગરજ પોતાની વાત આગળ કહેવા માંડી. દાથરાદશેમ=ભોલીદોલી. આજે નથી હોં=હવે હું એવી નથી રહી. પરણવું અને પટેલાઈ કોને ના ગમે?= પરણવાનું અને આપવડાઈની પતરાજી કરવાનું સઘળાનેજ પસંદ પડે છે. આશય એ છે કે ત્હમને પરણવાનું અંદરખાનેથી ગમે છે તો ઘણું પરંતુ અમસ્થી ખોટી સફાઈ કરવા ખાતર મોંઘા થાઓ છો. કાકીના ભાવ ઘટશે=કાકીનું માન ઓછું થઈ જશે. મારી સામું તો...શેના ?=મ્હને પછી લેખવશોજ શું કરવા ? મતલબ કે, મ્હારી પરવા સરખી પણ નહિ કરો. એ કહેશે તે સવાવીસ= એનું કહ્યું કરશો. તીરથ=પૂજનીય વિભૂતિઓ જે સ્થાનમાં વસતી હોય છે, તેને 'તીર્થ' કહે છે; તેથી રૂઢ અર્થમાં 'તીર્થ' એટલે 'યાત્રાનું ધામ' 'મોક્ષપ્રાપ્તિનું સાધન.' એ ઉપરથી 'તીર્થ' એટલે આચાર્ય, ગુરૂ, મન્ત્રી

વગેરે સરખી ઉદ્ધાર કરનારી પૂજનીય વ્યક્તિ. મનુષ્ય પોતાના સાસરીઆનો થઈ જઈ બીજા તરફ ધ્યાન ન આપતો હોય તેના પર આ કટાક્ષ છે. તેને મન સાસુ–સસરા ને શાળી તીર્થ જેવાં છે–ને ખાસ કરીને સ્ત્રીમાં તો સર્વ તીર્થ સમાઈ ગએલાં છે. અર્થાત્ એને કોઈ બીજાને રાજી કરવાની કે તેની કૃપા મેળવવાની પરવા નથી. સુભાષિતકારપણ એજ આશયનું નીચેના શ્લોકમાં અસરકારક સમર્થન કરી રહ્યા છેઃ—

"**असारे खलु संसारे, सारं श्वशुरमन्दिरम्। हरो हिमालये शेते, हरिः शेते महोदधौ॥**" અર્થાત્ આ અસાર સંસારમાં એક માત્ર સારરૂપ તત્વ 'સાસરાં સુખવાસરાં' છે; એજ કારણને લીધે હર, મહાદેવ, હિમાલયમાં પડી રહે છે, અને હરિની પત્ની લક્ષ્મી એ સમુદ્ર કન્યા હોવાથી, હરિ મહાસાગરની અંદર સૂઈ રહે છે. તમારે તો...ભાભીનાં થયાં=ત્હમને સાળો તેમજ સાળી નહિ હોવાથી એ બધાંય તીર્થ–અડસેઠગણું અને બોતેરગણું તીર્થ એ બધાંય ત્હમારે મન ભાભીને વિષે સમાયાં છે.પરંતુ આમ કહેવાની અગત્ય રહેતી નથી. કેમકે ઉપરના દોહરામાં 'સબ તીરથ ઘરવાળી' એમ સ્પષ્ટતાથી કહેલું છે, અને તેમાં એ સર્વ અર્થનો સંપૂર્ણ પ્રકારે સમાવેશ થઈ જાય છે. પરણ્યા એટલે...કરવાના=પરણ્યા પછી ત્હમારી દૃષ્ટિ કેવળ પત્નીમય બની જવાની. સારીય સૃષ્ટિમાં પત્ની અને છોકરાં સિવાય ત્હમને બીજું કાંઈ જણાશે નહિ.

**પેરા ૨૬**—આટલાનો...દો=જેટલી ટકોર કરી છે, તેટલાનો તો રદીઓ આપો, ત્યાર પછી બીજું વધારે જે કહેવા લાયક હશે તે કહીશ.

**પેરા ૨૭**—સવાલ...વખતનોજ છે=મ્હારે ફક્ત પરણવાની મુદ્દતને માટેજ વાંધો છે. માતાનો પ્રેમ...ધાર્યું?=માતાના પ્રત્યે હું નીમકહરામ અને બેવફા નીવડીશ એમ ત્હેં મ્હારી કઈ વર્તણુંકપરથી માની લીધું? મતલબ કે, હું સ્વાર્થાન્ધ અને એકતરફી નહિ થાઉં. મારા લગ્નમાં... નહીજ થવાનો=હમણાં હું વિપરીત સંજોગોને લીધે એવો તો સખ્ત ફસાયો છું કે તે જોતાં મ્હને એમ નથી લાગતું કે મ્હારાં લગ્ન વડે મ્હને સુખ થશે.

**પેરા ૨૮**—વહુનું કેટલું પસ્તું છે?=અત્યારથીજ વહુનો કેટલો પક્ષપાતભર્યો બચાવ કરો છો? પસ્તું=Partiality. અવસર ચૂક્યા મેવલા=

અવસર વીત્યા બાદ વરસાદ કદી આવતો નથી, અને દુકાળ પડે છે. ફરજીયાત કામમાં પ્રમાદ સેવ્યાથી કામ કથળી જાયછે. એક વાર તક જતી રહી પછી ધારેલું કાર્ય થતું નથી. કદાચ લંબાવે...સાંભળવું પડે=ભોગજોગે લગ્ન જો મોડાં થાય અને આસમાની સુલતાની આફત કદાચ આવી પડે અને કાંઈ માઠો પ્રસંગ બને તો તેને માટે આપણો વાંક નીકળે. ટાળી નાંખે=ફોક કરી દે; ઓછંડી નાંખે. ઉમરલાયક=પરણવા યોગ્ય.

**પેરા ૨૯**—'વરને કોણ...વરની મા'=મતલબ એ છે કે પોતાનું છોકરૂં કોઈને અળખામણું લાગેજ નહિ, તેથી વરની મા સ્વાભાવિક રીતેજ પોતાના છોકરાને વખાણે. આની સાથે સરખાવો નીચેની કહેવતોઃ–'પોતાની માને કોણ ડાકણ કહે; ? 'જમણો હાથ મ્હોં ભણી' Everyone thinks his own geese swans'; સખી (સં)=સહીયર; બેનપણી. ચોકડું બેસાડનારી=વિવાહ કરાવી આપનારી.

**પેરા ૩૦**—તેની વાતમાં કેટલો રસ પડે છે=વહુની વાત સાંભળીને કેટલા બધા હરખાઈ જાઓ છો ? ગાંગા તલ્લાં મારો છો=મૂળ વાતને શું કામ ઉડાવવા ફાંફાં મારો છો ? ભાભીના ગુણ...હશે=ભાભીનાં વખાણ કરાવવા માંગતા હશો. છોડી દો= વિસારી દો.

**પેરા ૩૧**—તું છે...ફીકર=ત્હારી ઓથ અને કુમક છે, પછી મ્હને ફીકર કોઈ વાતની હોયજ નહિ.

---

## પ્રકરણ ૬

**પૃ. ૩૫**—સનાથતા (સં, **स+नाथ+ता**)=માલીકવાળા હોવાનો ગુણ; કોઈનો આશ્રય આધાર હોવો તે. આશય એ છે કે શ્લોકમાં ગણાવેલાં સાતેય લક્ષણ જેનામાં હોય, તેવાને કન્યા વરાવવી.

**પેરા ૧**—ન છુટકે કર્યો જતો=બીજો કાંઈ ઉપાય-નહિ હોવાથી સઘળું પોતાને હાથેજ કર્યાં કરવું પડતું. આગળ લાચાર હતો=પરણવાનો લ્હાવો લેવાની હોંસમાં કોડીલો કેસર બનીને સઘળું કામ જાતે કર્યો જતો એમ નહતું, પરંતુ મદદમાં કોઈ નહિ હોવાથી સઘળું કામકાજ માથે પડયું હતું. અને તેથી તે કરવુંજ પડતું. કાંઈ ખામી...ગણતી=તે એમ માનતી કે

કોઈ પણ રીતભાતમાં કાંઈ ભૂલચૂક થઈ જશે, તો ત્હેને માટે હુંજ જવાબદાર ગણાઈશ. કરકસરથી કરવા=ખપપૂરતો જરુરી ખર્ચ કરવાનું. Spend economically. એવું...પાલવે=એવું એશઆરામી ઉડાઉપણું સહેલાણી જીવડાઓનેજ પરવડે.

પેરા ૨—કરજના ખાડામાં...નીકળી જશે=એકવાર સખ્ત દેવું કરીને તેમાં ફસાઇ ગયા પછી વ્યાજ આપ્યાં કરવામાંથી છૂટકારો થશે નહિ. મોં જોવું પડશે=જવાબ દેવો પડશે. કોઇની હવેલી...નંખાય નહિ=બીજાની સારી સ્થિતિ જોઇને આપણી માલકીમાં જે કાંઈ સાધારણ દરજ્જાનું હોય તેનો નાશ કરવો ઠીક નથી. તેની દેખાદેખી...થાય=તેનું અવિચારી અનુકરણ જો આપણે કરીએ, તો પરિણામે આપણને સોસવુંજ પડે.

પેરા ૩—લગ્ન તેં ઘણાં જોયાં હશેઃ—મતલબ એ છે કે વાંચક ગમે તે વર્ણજાતિ અગર અવસ્થા વિશેષનો હશે, પરંતુ લગ્ન સમારંભનો વિધિ તો સર્વ કોઇના જોવામાં આવતો હોવાથી, તેનું વર્ણન અહિં કરવું એ નિરર્થક તેમજ કંટાળાભર્યું લાગે એમ સમજીને કર્યું નથી. ક્રિયા (સં, कृ=to do)=વિધિ. Ceremony. ઉત્સાહ (સં, उत्+सह to dare, to cheer up)=હોંસ; ઉમંગ. પત્નીનું મુખ...કરી હતી=પરણનારી સ્ત્રીને માત્ર દૂરથીજ રહ્યાં રહ્યાં ત્હેણે બે ત્રણ વખત જોઇ હતી, અને એટલા ઉપરથીજ તેના સ્વભાવ, સંસ્કાર સંબંધી કાંઇક ખ્યાલ તેના મનમાં આવ્યો હતો. ગંભીર રૂપ ધારણ કરીઃ-ઠાવકો-ઠરેલ-બનીને. અર્થાત્ પરણેલી જીંદગી સુખી નીવડશે કે કેમ તેની એને ખાતરી થઈ શકી ન્હોતી. ઉન્મતિએ...સમજાવ્યા હતા=ઉન્મતિએ પોતાની બેનપણીને ચન્દ્રાવના હૃદયની સર્વ ભાવનાઓથી વાકેફ કરી હતી. મતલબકે, ચન્દ્રાવના હૃદયમાં ભાવીજીવનની ચિન્તાનું જે ભારી યુદ્ધ ચાલી રહ્યું હતું, તે સર્વ હકીકત એને જણાવી દીધી હતી. સાવધાન (સં, स+अवधान)=ધ્યાન પૂર્ણ; ગફલતમાં નહિ એવા. સ્વામીની માફક...થયું=શ્રી.સમર્થ મહારાજની પેઠે ચંદ્રાવને પણ લગ્નમંડપમાંથી પરણ્યા વગર પોલ થઈ જવાની ઇચ્છા થઈ. અંહી લગણ=લગ્નની ચોરી સુધી. હવે તારા હાથમાં બધું છે=હવે બધું સમાલી લેવાનું કામ તારૂં છે. મતલબ કે, હવે બાજી બગડી જાય

તો તેને માટે હું જોખમદાર નથી. અયોગ્યપાત્ર (સં)=નાલાયક વ્યક્તિ. ચેતો=વિચારમાં ફેરફાર કરવો હોય, તો તેને માટે સાવધ થાઓ. સમક્ષ (સં) = રૂબરૂ. લાગતું વળગતું = લેવાદેવા; નિસબત Concern. પછી થયું તે થયું=લગ્ન થયા પછી તે રદબાતલ થઈ શકતાં નથી. જવાબ.........રહ્યો=ચંદ્રરાવને પોતાની નાપસંદગી દર્શાવવાનું મન તો ઘણું થયું, પરંતુ સંયમ જાળવીને તે શાન્ત રહ્યો. આંખમાં...ગયાં=આંખમાં આંસુ સુદ્ધાં ભરાઈ આવ્યાં. એને...કર્યું હતું=ચંદ્રરાવની ગમગીની દૂર કરવાને ત્હેણે પોતાના મસ્કરા સ્વભાવ વડે બની શકે તેટલો પ્રયત્ન કર્યો.

પૃ. ૩૯—અલ્પ (સં)=થોડો. દર્ભ (સં)=દાભ. હસ્તમેળાપ=લગ્નની ક્રિયામાં હાથેવાળો મેળવવામાં આવે છે તે; પાણિગ્રહણ; કરપીડન. હર્ષના પોકારો=ખુશાલીના અવાજ. અનુમોદન (સં, **अनु+मुद्** ઉપરથી ભાવવાચક નામ)=પસંદગી, પુષ્ટિ આપવી તે. Approval, seconding. થયો ન થયો હવે થાય એમ નહતું=એ લગ્નગાંઠના બંધનમાંથી હવે છૂટાય તેમ નહતું. હાસ્તો જમાનો સ્ત્રીઓનો છે=ત્હમે એમ કરો, તેમાં આશ્ચર્ય પામવા સરખું કાંઈ નથી, કેમકે આ સ્ત્રીસન્માનનો યુગ છે. પરંપરા=હારમાળા; Series.. અર્થાત્ સંખ્યાબંધ તર્કો. પણ પછી...ચાલી=મતલબ એ છે કે એણે જવાબ તો સામો એવોજ વિનોદી આપ્યો, પરંતુ ત્યાર પછી એનાં અંતઃકરણમાં કંઈકંઈ તર્કવિતર્કો થયા.

**પેરા ૪**—આર્ય ધર્મની...હું જોડાયો=અસલથી ચાલતી આવેલી રૂઢિ પ્રમાણે હું પવિત્ર પ્રેમ બન્ધનની બેડીમાં જકડાયો. ગાંઠ બાંધવી=સંબંધ બાંધી આપવો; ચોકઠું બેસાડી આપવું. અનુભવી (સં)= વ્યવહારકુશળ. હાથમાં=સત્તામાં. અર્થાત્ પોતાનાં સંતાનોનાં લગ્ન કરવાની સત્તા માબાપોએ પોતાના હાથમાં રાખી છે. કેટલાક...સપે છે=કેટલાંક માબાપ એ વાત પોતાનાં સંતાનોની પસંદગીને સોંપી દેછે. અર્થાત્ સ્નેહલગ્નની વિધિ પ્રમાણે પોતાનાં સંતાનોને મરજી માફક પરણવાની રજા આપે છે. સારૂ કયું...સહેલું નથી: મતલબ એ છે કે આ બેમાં કઈ પ્રથા—આર્યધર્મ શાસ્ત્રની વિધિ પ્રમાણેનાં લગ્ન અગર સ્નેહ લગ્નની વિધિ મુજબનાં લગ્ન વધારે પસંદ કરવા લાયક છે, એનો નિર્ણય ઝટ થઈ શકે તેવો સહેલો નથી. જીવા-

નીના...લઈએ=યૌવનાવસ્થાના મદમાં આપણે કદાચ સારાસારનું ભાન ભૂલી જઈ ને અવળો માર્ગ લઈએ. મતલબ એ છે કે જુવાની ને દિવાની બે બરાબર છે. સ્વાભાવિક રીતેજ તેથી માણસના હાથે ભૂલ થવાનો સંભવ રહે છે. એ વાત...નથી=લગ્નને માટે પસંદગી કરવાનું કામ એટલામાટેજ અનુભવી ઠરેલ વૃદ્ધ માતાપિતાની સત્તા ઉપર આધાર રાખે છે. પસંદગીમાં...ખામી=પસંદગી કરવાનું પોતાનું કર્ત્તવ્ય બજાવવામાં જે કાંઈ ભૂલથાપ થાય, તેનો દોષ માતાપિતાને શિરજ રહે છે. કુવામાં નાંખે...શિર=બધી હકીકત જાણતા હોવા છતાંય પોતાનાં સંતાનોની અયોગ્ય જોડી ગુંથે, અને તેમનું જીવન રદ કરી નાંખે, તો એ ભૂલને માટે માબાપજ જોખમદાર કહેવાય. યુગલ (સં)=દંપતીનું યુગ્મ-જોડું. પણ તેથી...નહિ=પરંતુ એટલાંજ કારણ માત્ર ઉપરથી આપણે આપણી સનાતન લગ્નપદ્ધતિને દોષિત સિદ્ધ કરી શકીએ નહિ. અજ્ઞાન (સં) અણજાણ. અવિવેકી. ખાડામાં પડે છે=ભૂલ કરે છે; છક્કડ ખાય છે. એ બન્ધન... નથી=લગ્ન થઈ ગયા બાદ એ પરણેલી જીંદગીની બેડીમાંથી છૂટા થઈ શકાતું નથી. પોતાનું સારૂં...લેછે=પોતાનાં પ્રેમપાત્રમાં જે કાંઈ ખામી-દુર્ગુણ-હોય તે દૂર કરીને, તેને પોતાના લાયકનું સર્વ પ્રકારે અનુકૂળ આવે એવું બનાવે છે. સંતોષ વડે નિભાવી લે છે= માથે પડી વિશ્વેદેવા એમ કરીને જેની સાથે પોતાનું જીવનભરનું પાનું પડયું છે, તેની સાથેના સંબંધને કચવાઇ જવા દેતા નથી. પસંદગી...હોતી નથી=જ્યાં જુવાન સ્ત્રી પુરૂષો સ્નેહલગ્નની પ્રથાથી લગ્ન સંબંધ બાંધે છે, તેમાં પણ તેઓનું દાંપત્યજીવન વધારે કૃતાર્થ નીવડે છે, એવું કાંઈ નથી. પ્રથમ...થાય છે=પ્રેમનું આકર્ષણ મરદને પહેલું થાય છે, અને તે પોતાની પ્રેમપાત્ર પર મોહિત થાય છે. ભમ્યાં કરે છે=તેના પ્રેમપાશમાં લપટાય છે, અને ત્હેનેજ વળગી રહે છે. રાજી કરવા મથે છે=હરકોઈ પ્રયત્ને તેને ખુશ કરે છે. નચાવે તેમ નાચે છે=તે જેમ કહે તે મુજબ વર્તે છે; વાંદરો મદારી જેમ એને નચાવે છે તેમ નાચે છે, તે પરથી આ કહેવત પડી છે; અને એકનું બધુંજ કહ્યું બીજો મનુષ્ય કર્યાં કરે તો તે પહેલો એને નચાવે તેમ નાચે છે, એમ કહેવાય. લોકોની...માણે છે=લોકોને દાંતે ચઢી લોકનિંદાનો ભોગ થવામાં તે સ્ત્રી તથા

તેનાં સગાંસંબંધીઓ ખાસ આનંદ અનુભવે છે. નિર્ભાગી (સં. નિઃ+ભાગી) =કમનશીબ Unfortunate. કલ્પી લે=ક્યાસ-અનુમાન કરી લે. પાસો નાંખે છે=પ્રયત્ન કરી જુએ છે. ઈર્ષાનું મૂળ નંખાય છે=દ્વૈષ-વૈરનાં બીજ રોપાય છે. રડાકુટા=ફજેતી; દુર્દશા. મતલબ કે તેના પણ ભોગ લાગે છે.

પૃ. ૩૮—Men are april and etc=મતલબ એ છે કે પરણતાં પહેલાં વરને ગરજ વધારે રહેતી હોવાથી, તે હંમેશાં ખુશામત કર્યાં કરે છે; પરણ્યા પછી એ ભાવ કંઈ મોળો થઈ જતાં ત્હેના પ્રેમનું આકર્ષણ ઘણું મંદ પડી જાય છે. પરણનારી કુમારિકાઓની પણ એવીજ હાલત હોય છે. પરણતાં આગમચ તેઓ આનંદના અનેરાં મોહક સ્વપ્ન રચે છે; પરંતુ પરણ્યા પછી એ ઉલ્લાસ, એ આકર્ષણ ઘણો અંશે ઘટી જાય છે. કારણકે એ દરેક વસ્તુની તે મળતાં પહેલાં કીંમત હોય છે તેટલી તે મળ્યા પછી તેની કીંમત રહેતી નથી.

પેરા ૫—હાથે કરી...મારનાર=જાણી જોઈને યાહોમ કરીને લગ્ન સંબંધમાં ઝંપલાવનાર; પરિણામની ભયંકરતાનું ભાન હોવા છતાંય એવું કજોડું કરનાર. મૂગો બેસી રહે છે=હાથનાં કર્યાં હૈયે વાગ્યાં એમ સમજીને દૈવને આધીન થાય છે અને શાન્ત રહે છે. ગાલમાં તમાચો...રાખે છે=પોતે સુખી હોવાનો ખોટો ડોળ કરે છે. અંદરખાનેથી જોતાં=વધારે ઊંડાણથી, ખરેખરી હકીકત તપાસતાં. ઉંડી દૃષ્ટિથી જોનાર=સૂક્ષ્મ અવલોકન કરનાર. લગ્નની ગાંઠ= Nuptial tie; પતિપત્ની તરીકેનાં સંબંધનું બંધન. દોરીની ગાંઠ= સાધારણ અથવા ઉપેક્ષા કરવા લાયક બંધન. પવિત્ર ગાંઠ તોડવામાં= છુટા-છેડા કરવામાં. આશય એ છે કે યુરોપીયન સમાજ લગ્ન સંબંધને પવિત્ર-ધર્મિક બંધનરૂપ નહિ ગણતો હોવાથી, ત્યાંના સમાજમાં પતિપત્નીના ગુણદોષની પરીક્ષા કરવામાં કુદરતી રીતેજ ગફલત થઈ જાય છે. અનતી=અનતીરાશ; મેળ. વરઘોડો=ફરીઆદ; કેસ. ગમેતેમ=અયોગ્ય; ભૂલભર્યું. ઉપરટપકાનું=ઉપલકીયા; માત્ર શિષ્ટાચારનો દેખાવ કરવા પૂરતુંજ. Formal.

પેરા ૬—પરીક્ષા કરવાની સગવડ વધે=પુખ્ત ઉમ્મરે વિવાહ કર્યાથી પતિપત્નીને એક બીજાનાં સ્વભાવ, લક્ષણ, ગુણદોષ વગેરેની

માહીતી મેળવવાની ઘણી તક મળી શકશે. સંભવ (સં, સં+ભૂ પરથી)=વકી; પ્રસંગ. Possibility. ગમેતેમ ચોકઠું બેસાડી=વગર વિચારે લાકડે માંકડું વળગાડીને. છતી આંખે...નાંખવી=પોતાના સ્વાર્થને ખાતર નાહક પોતાની પુત્રીનું જીવન રદ કરવું; જાણીબુઝીને પુત્રીનો ભવ બગાડવો. પાત્ર સારૂં...થાય છે=એક બીજાનાં સ્વભાવ સંસ્કાર, ગુણદોષને બંધબેસ્તી આવે એવી યોગ્ય જોડી ગુંથાઈ હોય છે, તેવાં અનુપમ દંપતીનો સંસાર સ્વર્ગસમો સફલ, સુખપ્રદ નીવડે છે. વરઘેલી=પતિની પાછળ ગાંડી બનેલ. પારકું પોતાનું કરતાં શીખે છે=ગાઢ પ્રેમને વશ થઈને પોતીકાવટની લાગણી અનુભવવા માંડે છે. ધીરેધીરે તે...થાય છે=અહિં આશય એ છે કે લજ્જા એ સ્ત્રીઓનું ભૂષણ હોવાથી તેનાથી સ્ત્રીત્વની મર્યાદા જળવાઈ રહે છે અને તેને પરિણામે એવી લજ્જાશીલ કુળવધૂ સુખીજ થાય છે. ઘણોભાગ =પરણનારાં દંપતીઓની મોટી સંખ્યા. ગળી જવી=મન પર અસર નહિ થવા દેવી; ઘુંટડો ગળી જવો.

પૃ ૩૯—કુમળા છોડ...થઈ પડે=સુકોમલ નાજુક બાળાના ઉપર જુલમ ગુજારવાથી, તેનામાં બીજ રૂપે રહેલા સારા સંસ્કારો ખીલતા નથી, અર્થાત્ ત્હેની સાચી ઉન્નતિ થતી નથી. રાક્ષસી સૃષ્ટિનું દર્શન થાય=દૈત્ય સમાન દુષ્ટ વૃત્તિના માણસોનો પ્રસંગ પડે; સાસરીયાંઓની જુલમગાર વલણનું ભાન થાય. તેવોજ ગુણ ધારણ કરે=વહુ પણ તેવીજ દુષ્ટ વૃત્તિવાળી બને. મતલબ એ છે કે, બધી લાગણીઓ-સારી યા નરસી-પરસ્પરના ઉપર આધાર રાખતી હોવાને લીધે સાસરીયાંઓની દુષ્ટતા વહુ પણ શીખે છે. જાદવાસ્થળી=જાદવોએ માંહોમાંહ્ય લડીને કુસંપ વડે પોતાનો સર્વનાશ કર્યો હતો, તે પરથી એવી એકજ કુટુંબના અગર દેશના માણસોની માંહોમાંહ્યની લડાઈ Civilwar. મતલબ એ છે કે તે ઘરમાં રોજ ધમાચકડી થાય છે. હારૂન=શેતાન; જાજરમાન. નવનેજાં પાણી ઉતરાવે છે=હુલકું મચાવીને તોબા પોકરાવે છે. વહુના થઈ ગયા=પત્નીના ગુલામ બની ગયા. તાજવું= તુલના કરવાનું સાધન; કોનો કસુર છે અને કોણ નિર્દોષ છે તેનો નિર્ણય કરવાનું માપ-ધોરણ. આશય એ છે કે પોતાની માતા અગર પત્નીનો વાંક છે, એ વાતનો ન્યાય પતિએ પોતે નિષ્પક્ષપાતપણે કરવો. નમ્યો=પક્ષપાતથી

ધસડાયો. કલંક=ડાઘ; લઢકણી. તરફેણમાં=પક્ષમાં; જંપવા નાદે=સુખે ઠરવા ન દે. વગર મોતે મરી જાય=જુલમી ત્રાસ સહન કરતાં અધમૂઈ થઈ જાય. કલહ (સં)=કજીયો; કંકાસ. Quarrel. બીજ=કારણ. મતલબ એ છે કે કંકાસ કજીયાનું કારણજ ઉભું થવા દેવું નહિ. આવશ્યકતા (સં)=જરૂરીઆત Necessity. ગૃહશિક્ષણ=ઘરનાં કામકાજનું જ્ઞાન. ગામગપાટા=મિથ્યાકુથલી; નકામા તડાકા.

પેરા ૬—તરંગોની પરંપરા=સખ્યાબંધ અવનવી કલ્પનાઓ; અનેક તર્કવિતર્ક. મધુર (સં)=મીઠા; સુરીલા. લક્ષ દોરાયું=ધ્યાન ખેંચાયું. મતલબકે એના ચિન્તાયુક્ત તર્કવિતર્કને વિસારે પાડવાની તક પૂરી પાડી. વિચારની માળા તુટી ગઈ=વિચાર વમળમાં જે ગોથાં ખાઈ રહ્યો હતો, તેમાંથી જાગૃત થયો. ગંભીરતા (સં)=ગાંભીર્ય; શોકગ્રસ્ત મુખમુદ્રા.

પૃ. ૪૦.—રસવગરનું=નીરસ; સારવિનાનું. જોડકણું=Extempore-Verse. લગ્ન પ્રસંગે એવાં તરતનાં જોડેલાં ગીત ગવાય છે. ઝીલનાર=ઉપાડી લેનાર. રંગ જામ્યો નહિ=ખરેખરી મઝા આવી નહિ. સ્ત્રીઓના કાન...રોકાયાં હતાં=સગાંવહાલાંઓએ કેમ ગાવામાં ભાગ લીધો નહિ તેનું કારણ દર્શાવ્યું છે. પોતીકાવટની સહાનુભૂતિને બદલે તમાશો જોવાની ઇચ્છા તેઓનામાં વધારે પ્રમાણમાં હોવાથીજ તેઓ કાન વડે ગીત સાંભળતા હતાં અને આંખો વડે વધૂવરને નીરખી રહ્યાં હતાં.

પેરા ૮—શ્વશુરપક્ષ (સં)=સાસરીયાં; સસરા તરફનાં સગાં. ધામધુમ =ઉત્સાહભર્યો સમારંભ; ધમાલ.

પેરા ૯—આંખ એક થઈ=નજરમળી. મૂળથી=અસલથી. કુદરતી રીતે તાણો છો શીદને ખોટું?=નકામો દુરાગ્રહ શું કરવા કરો છો! અલબત્ત સરળ અર્થમાં, નકામા શું કામ ખેંચો છો? ચડસીલી=રસીલી. આ લીટી...રાખી=એ કડી હોંસભેર સુર મેળવીને ગાવા મંડી ગઈ. માઠું લાગ્યું=લાગણી ઉશ્કેરાઈ; ખોટું લાગ્યું.

પૃ. ૪૧—વાત વધી નહિ=તેમાંથી કલહ કંકાસનું અનિષ્ટ પરિણામ ઉત્પન્ન થયું નહિ. નજીવી=અત્યંત હલકી; દરકાર નહિ કરવા લાયક; ક્ષુદ્ર. મન

ઉંચાં થાય છે=માઠું લાગે છે અને તેથી સંબંધ કચવાઈ જાય છે. મન મનાયું=મનને થએલો કચવાટ દૂર થઈ ગયો. મનનું સમાધાન થયું.

**પેરા ૧૦**—શો સત્કાર...માન !=કન્યાની માતાને તે દિવસે કેટલો બધો આવકાર મળે છે ! સઘળાંજ ત્હેની તહેનાતમાં ખડાં રહી સવાસલાં ભેર આગતા સ્વાગતા કરવા મંડી જાય છે. વિસ્મય (સં, **वि+स्मि**)= આશ્ચર્ય; નવાઈ. નિરાળા=ભિન્ન; જૂદા. તેનું દાન કરે=લગ્નના વિધિમાં કન્યાને દાન તરીકે વરને આપી દેવામાં આવે છે. હુકૂમત (ફા)=સુત્તા; અધિકાર. પારકાની...સ્થાપે=પોતાની રાજી ખુશીથીજ પારકાની સત્તા હેઠળ મુકીને કન્યાને પારકી કરે છે. પારકી=પારકાની માલકીની. કાલિદાસે એજ આશયથી કહ્યું છે કે 'આખેર કન્યા ધન પારકું છે.' નાનો સુનો= જેવો તેવો; ઉપેક્ષા કરવા યોગ્ય. મતલબ કે અંહિ વ્યંગાર્થમાં 'અસાધારણ,' 'અપૂર્વ', એવો અર્થ સમજવો. પરમાર્થ (સં, **परम+अर्थ**)=પરોપકાર. પરમેશ્વરના ઘરનો નિયમ=કુદરતનો કાનુન. એમાં પરમાર્થ શો ?=જે વાત કુદરતી રીતેજ બને છે, તેમાં વળી ઉપકાર જેવું શું છે? અર્પણ કર્યા પછી=પરણાવીને સોંપી દીધા પછી. પ્રતિષ્ઠા (સં, **प्रति+स्था**)=આબરૂ; ઇજ્જત Reputation. તેનો આ બદલો ?=અમે તમારા ઉપર કરેલા ઉપકારની કદર આવી રીતે કરો છો ? બદલો=ઈનામ; લતીજો.

**પેરા ૧૧**—કુદરત, કુદરત=અર્થાત્ મનુષ્યનો સ્વભાવજ કુદરતી રીતે એવો હોય છે કે. રાજસભા=રાજકીય ક્ષેત્ર Political sphere. જનસભા=જનસમાજ; સામાજિક ક્ષેત્ર Social circle. આપકી લાપસી ઓર પરાઈ કુસકી=પોતાનું અન્યાયી વર્તન પણ મનુષ્યને દોષ વિનાનુંજ ભાસે છે અને વાંધો માત્ર સામાનાં વલણ ઉપર લેવાય છે. એની સાથે સરખાવો આ કહેવત. 'Everyone thinks his shilling worth thirteen pence'.

---

## પ્રકરણ ૭.

**પૃ. ૪૨, પેરા ૧**—ચૂકતે કર્યાં છે=દેવું પતાવ્યું છે; માંગતાં નાણાં ભરી દીધાં છે.

**પેરા ૩**—વસમો=ભારે; દોહ્યલો. મારૂં મન...ઉઠયું છે=મારા જીવને અહીં ગોઠતું નથી; ચેન નહિ પડે=ગોઠશે નહિ: ફાવટ નહિ આવે.

**પેરા ૨૧**—ભાવતું હતું અને વૈદે કહ્યું=દરદીને જે ખોરાક ઘણો ભાવતો હોય તેજ ખોરાક લેવાની વૈદ્ય તરફથી એને સૂચના મળે ત્યારે એને સ્વાભાવિક રીતેજ ઘણો આનંદ થાય, તેજ પ્રમાણે પોતાને જે ગમતું હતું તેજ કાર્ય કરવાનું ચંદ્રરાવે કહ્યું તેથી રસિકા ઘણી હિંમત આણી આનંદિત થઈ. જીવપર જોર કરિને; Summingup courage. 'હિંમત' અને 'ધીરજ'નો Synon-ymous તફાવત ધ્યાનમાં રાખવા જેવો છે. 'હિંમત' શારીરિક છે, 'ધીરજ' માનસિક છે. 'હિંમત'નો Boldness, Courageના જેવો અર્થ થાય છે, પરંતુ 'ધીરજ' સહનશીલતા Patienceના અર્થમાંજ વપરાય છે.

**પૃ. ૪૬, પેરા ૨૪**—વિક્ષેપ (સં, **વિ+ક્ષિપ્**=અલગ કરવું) = બાધા ડખલ.

**પેરા ૩૦**—ઉભય પક્ષને=બન્ને જણાંને. દૃષ્ટિ પડી=લક્ષ દોરાયું; નજર પડી. તેણે રાહુનું કામ કીધું=રાહુ જેમ ચંદ્રને ગળે છે તેવીજ રીતે આ ઘડીઆળ રૂપી રાહુએ ચંદ્રરાવના આનંદરૂપી ચન્દ્રને ગળી જઈને તેને નિસ્તેજ કરી દીધો. નિસ્તેજ ( સં, **નિઃ+તેજ**નો બહુવ્રીહિ સમાસ જેનું તેજ જતું રહ્યું છે એવો )= ઝાંખો; ફીકો, છોભીલો.

**પેરા ૩૪**—કંઈ બહાને=ગમે તે, મસ કાઢીને; ફાવે તેવું બનાવટી કારણ ઉપજાવી કાઢીને. 'કલ્પિત કારણ' એ અર્થમાં અંહિ 'બહાનું' શબ્દ વપરાયો છે.

**પેરા ૩૬**—આપદા (સં)= મુસ્કેલી; મુસીબત. આંગળી આપી કે પોંચો પકડવાના=સહજ ઉપકાર કરીને આશા આપી એટલે આપણી ભલમ-નસાઈનો દુરુપયોગ કરી વધારે મેળવવાનો લોભ રાખવાના. મતલબકે

આપણી પાસેથી બની શકે તેટલો વધારે લાભ લેવાનો દુરાગ્રહ કર્યા વિના રહેશે નહિ.

**પૃ ૪૭; પેરા ૪૮**—તેની કળા કળી ગયો=તેની યુક્તિનો ભેદ પામી ગયો. તેની ખુબીનું સઘળું રહસ્ય સમજી ગયો.

**પેરા ૪૧**—બહાનું કાઢી...કે હું? ચોર હું કે તમે? કંઈ બ્હાનું કાઢી મળવા આવી જવાનું પહેલાં તમે મને કહ્યું હતું. એવું ચોરી છૂપીથી મળવા આવવાનું શીખવનાર પોતેજ ચોર કહેવાય.

**પેરા ૪૨**—બારણા...રહેતે=રસિકા પહેલાં આવી ત્યારે શરમને લીધે બારણાં પાછળ છુપાઇ રહી હતી. ચોર પણ છાનોમાનો બારણા પાછળ છૂપાઈ રહે છે. આથી ચંદ્રરાવ રસિકાને એ બારણા પાછળ છૂપાઈ રહી હતી તેથી, ચોર જોડે સરખાવે છે; અલબત્ત, મજાકમાંજ. વિનોદમાં...નથી= મજાક મશ્કરી કરવાનો આ સમય નથી, કેમકે વખત ઘણો પસાર થઇ ગયો છે. ગોકળ ગાય ચાલતી હોય એમ:-મતલબ કે ગોકળ ગાયની પેઠે ઘણી ધીમે ધીમે ચાલતી એ ગઈ. ત્યાંથી જવાનું એને મન નહોતું છતાં જવું પડતું હતું, માટે એની ગતિ ઘણી ધીમી થઈ ગઈ હતી-

**પેરા ૪૪**—આનંદની...નહોતો= એક કલાક જેટલો વખત થયો હતો. છતાં બંનેને આનંદ એટલો બધો થયો હતો કે તે વખત એમને ઘણોજ ઓછો લાગ્યો હતો. રેલમાં જેમ નાની સરખી વસ્તુ ઘસડાઈ જાય તેમ એ બંનેને થએલા આનંદમાં એક કલાક જેવી નાની વસ્તુનું કોઈને ધ્યાન ના રહ્યું. રેલ=હેલી; પૂર. અર્થાત્ સુમારવિનાનો- અવર્ણનીય-આનંદ.

**પેરા ૫૦**—સામગ્રી (સં)=સાધનો; ખપની વસ્તુઓ.

**પૃ. ૪૮; પેરા ૫૧**—સાક્ષી=Witnesses; પુરાવા=પ્રમાણ; સાબીતી. Evidence.

**પેરા ૫૩**—સાક્ષીમાં...પણ તેજ=મ્હારાં ભાભી જુબાની પણ આપશે અને મ્હારો બચાવ કરીને વકીલની પણ ગરજ સારશે.

**પેરા ૫૪**—મળી જશે=ફુટી જશે. અર્થાત્ બેવફા નીવડશે. ઉંધો વળશે=રદ થશે; ચહેરાઈ જશે.

**પેરા ૫૭**—આરોપ (સં)=તહોમત Charge. વગોણું=નિન્દા; બદબો. અને વળી મને...કહે છે:—આશય એ છે કે ત્હમે ત્હમારાં મસ્તીખોર સ્હેનચાળા વડે મ્હારી ભાભીને પ્રેમઘેલી બનાવી દીધી, એ ત્હમારૂં અટકચાળાપણું કેમ વીસરી જાઓ છો અને 'ઉલટોચોર કોટવાળને દંડે' એ નિયમને અનુસરીને ત્હમારા ગુન્હાનો આરોપ મ્હારા ઉપર મૂકો છો! સોસવાઈ જશે=હીજરાઈ જશે; સોરાશે. ઉદ્ધતાઈનું પગલું=અવિવેકભર્યું કૃત્ય; સાહસિક કામ.

**પેરા ૬૨**—મોંમાં આંગળી ઘાલી બોલાવો છો=મ્હને બોલવાની ફરજ પાડો છો.

**પેરા ૬૪**—જોઉં તો...નથી=તમારી શી મગદૂર છે કે નહિ લઈ જાઓ. અલબત્ત સ્ત્રી સ્વભાવનું આબેહુબ ચિત્ર આલેખ્યું છે. ચુંકેચાં થવાનું નથી=ત્હમારે લઈ ગયા વગર ચાલવાનું નથી. મતલબકે કાકીની આગળ ત્હમારાથી આનાકાની નહિ કરી શકાય.

**પેરા ૬૬**—પરિચય (સં, **परि+चि**=એકઠું કરવું, માહીતગાર થવું) =ઓળખાણ; પીછાન.

**પૃ ૪૯**—માળા લઈ જજો=અલબત્ત અંહિ વ્યંગાર્થમાં કરડાકી ભરી ટકોર કરી છે. આશય એ છે કે તમે એને યાદ કર્યા કરવા સિવાય બીજું કાંઈ કરી શકવાના નથી.

**પેરા ૬૮**—વિયોગ (સં **वि+युज्**=છૂટાં પડવું)= વિરહ; Separation. ગરીબ ગાય જેવી=અત્યંત નિરુપાય અને પરવશ. મતલબ કે વિયોગ દુ:ખની વેદનાથી તે એવી રાંકડી બની ગઈ હતી.

**પેરા ૭૦**—નસીબના...હું શું કરૂં?=એ વાત નસીબના ઉપર આધાર રાખતી હોવાથી, એમાં મ્હારૂં કશું ચલણ નથી.

**પેરા ૭૧**—મસ્તક (સં)=માથું; શિર. ફરવા માંડયું=અત્યંત સંતાપથી રસિકાનું ચિત્ત વ્યાકુળ થયું અને તેને લીધે ત્હેને ચક્કર આવવા લાગ્યાં. સ્વસ્થ (સં)=શાન્ત; ઉદ્વેગ વિનાનું. આસ્થા (સં)=આકીન; શ્રદ્ધા.

**પેરા ૭૨**—મને આ...મળ્યો=આવો ઉદ્વેગ મ્હારા જીવને પહેલાં કદી પણ થયો નહોતો; આવાં દુ:ખનો આજે મ્હને પહેલોજ અનુભવ થાય છે. અડબડીયાં=લથડીયાં; ચક્કર. ગળગળી=ગદ્ગદિત.

**પેરા ૭૩**—મન જવાથી=ચિત્ત ચોંટવાથી. માણસ માત્રને... લખ્યોજ છે=દરેક માણસને પોતાનાં સ્નેહીનાં વિરહનું દુ:ખ સહન કરવાનું સર્જાએલુંજ છે. આપ્ત મંડળ (સં) સગાંવહાલાં. પ્રયાસ (સં, **प्र+यस्**=યત્ન કરવો)=મહેનત; પુરુષાર્થ. મનવાળી=મનને મનાવીને અથવા શાન્ત કરીને.

**પેરા ૭૪**—મન ભરાઈ આવે=દીલગીરીનો ડૂમો ચઢી આવે. મતલબ એ છે કે વિરહ વેદના વડે ગળગળાં થઈ જવાય, તો સાસુજીની આમન્યા જળવાય નહિ. લીસા=સુંવાળા; નાજુક. Slender. ઓષ્ઠ (સં)=હોઠ Lips. પ્રેમમુદ્રા (સં, **प्रेम+मुद्रा** (પ્રેમની મુદ્રા)નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ=પ્રણયનું ચિહ્ન અર્થાત્ ચુંબન. શરીર...એક થયાં=દેખીતી રીતે બંને છૂટાં પડ્યાં એકએકથી દૂર જવાને; પણ પ્રેમને લીધે, તેમજ આટલા પરિચયને લીધે બંનેના હૃદયો એક બીજા તરફ વધારે આકર્ષાયાં. આથી બંનેના શરીર પહેલા કરતાં વધારે દૂર થયાં, પણ બંનેનાં હૃદય-મન પહેલાં કરતાં વધારે એક થયાં.

**પેરા ૭૫**—સ્થાન (સં, **स्था** To stand) સ્થળ; જગ્યા. આશિર્વાદ. (સં, **आ+शास्** To bless=આશિષ્; દુવા. Blessing. તિસમારખાં=ઘમંડી; તુંડમિજાસી. પાધરો=સીધો; બરાબર. રસ્તે પડયો=યોગ્ય માર્ગ ઉપર આવી પહોંચ્યો. ગબ્બર=સમૃદ્ધ; તાલેવાન. પાડોશીનુંજ...નસીબ =મુંબઈના માળામાં રહેનારાઓ પોતાની જોડેજ રહેનાર કોણ તે જાણવાની દરકાર રાખતા નથી. તો બીજાની તે વાતજ શી ? વર્ણન ઘણુંજ સચોટ તથા માર્મિક છે. આવકાર દીધો=સત્કાર કર્યો. આગતા સ્વાગતા કીધી. ગરીબાઈમાંથી...હતા=અસલ કંગાલ સ્થિતિમાંથી આમ ગબ્બર બન્યા હતા.

**પૃ ૫૧**—દાઝ=સહાનુભૂતિ; દીલસોજી. અતિથિ (સં)=મહેમાન; Guest. સત્કાર (સં)=પરોણાગત; મહેમાનગીરી.

**પેરા ૭૬**—અનુભવ (સં)=પરિચય; ખરો ખ્યાલ.

**પેરા ૭૮**—મુનીમ=મોટા કારકુન Head clerk.

**પેરા ૭૯**—રૂઆબથી=ભપકાભેર; રોફમાં.

**પેરા ૮૦**—કર્તાહર્તા=સર્વતંત્ર સત્તા ભોગવનાર; સંચાલક. એટલે પછી પૂછવુંજ શું=મતલબ કે પૈસાનો ભપકોજ જ્યારે ભારે હતો, ત્યારે

એવી સ્થિતિમાં મુનીમનો વૈભવભર્યો ઠાઠમાઠ કેવળ અદ્દભુત હોય એમાં શું આશ્ચર્ય ?

**પેરા ૫**—હું સારે....આપો=મ્હારી ખાનદાનીની ખાતરી થતી હોય તો મ્હને ભાડે આપો. નપાટ=લુચ્ચાલફંગા; બદમાશ. એ મારી...ઉતરતું =એ સિદ્ધાંત મ્હને માન્ય નથી.

**પેરા ૭, પર**—તેના જેવાજ કહેવડાવવું=પોતાને આબરૂદાર મનાવવા.

**પેરા ૮૮**—કોલાહલ (સં)=ઘોંઘાટ; શોરબકોર. તેની તરફેણમાં... આપ્યો=ત્હેનો પક્ષપાતભર્યો બચાવ કર્યો. એક ઈન્સાફ...ચડશે=આટલા બધા કજીયા પતાવવા પડે છે તેમાંથી એક ઓછો થશે. અલબત્ત અહિં પણ માર્મિક કટાક્ષ છે.

**પેરા ૯૦**—તત્ત્વવેત્તા (સં, **तत्त्व+वेत्ता**)=યથાર્થરહસ્યના જાણકાર; મહાજ્ઞાની. અલબત્ત અહિં પણ વ્યંગાર્થ છે. બહુ વિચાર કરીને=સારાસારની વિવેકબુદ્ધિ વાપરીને. મહત્વ (સં)=મોટાપણું; ખાનદાની. ખુશબખ્તી=લાંચ; ખુશી થઈને બક્ષિસ કરવાની રકમ. ઉપલો હાથ=આગળપડતી સત્તા. તેને ખાતે...આપ્યા=એના હિસાબમાંથી એટલી રકમ કમી કરીને એને આપી.

પૃ. ૫૩—જોગવાઈ=સગવડ; તજવીજ.

**પેરા ૯૬**—કેટલું ભેજું પકવીયું=નાહક કેટલી બધી તસ્દી આપીને માથું દુખવો છો-કંટાળો આપો છો !

**પેરા ૯૭**—ભારી થઈ પડશે=ભોગ લાગશે; નોકરી મળવી મુશ્કેલ થઈ પડશે.

**પેરા ૯૮**—ગુણદોષની=યોગ્યાયોગ્યતાની; સારાંનરસા ગુણોની. ખરાબ ટીકા=બદબો; નિન્દા.

પૃ ૫૪; **પેરા ૧૦૦**—કોઈપણ...નથી=મુંબઈના માણસો એવા કાબેલ હોય છે કે તેઓ કોઈને એકદમ વચન આપીને ફસાઈ જવાની ભૂલ કરતા નથી. અર્થ (સં)=આશય; મતલબ. આશા ભંગ થાય=હતાશ થાઉં; નાસીપાસ થઈ જાઉં. વીતી હોય=સહન કરવું પડયું હોય. સુજ્ઞ (સં,**सु+ज्ञ**) =સારી પેઠે જાણકાર; બાહોશ. મારાં સોએ...જાય=મારી બધી ધારણા

ઊંધી વળે. સભ્ય (સં)=Polite વિવેકી; શિષ્ટાચારની મર્યાદા જાળવનારા. તુમાખીવાળા=ઘમંડી; તિરસ્કારમાં.

**પેરા ૧૦૧**—નિખાલસ દીલ=શુદ્ધ અંતઃકરણ; હૃદયમનની સરલતા; ઋજુતા. Sincerity. પ્રામાણિક (સં)=ન્યાયી Honest. દુરસ્ત (ફા)= યોગ્ય; વ્યાજબી.

**પેરા ૧૦૨**—નિવેદન (સં, **नि+विद्**=જાહેર કરવું)=જાહેર કરવું તે; રોશન કરવું.

**પૃ. ૫૫**—નસીબનો...લાગ્યો=પોતાને ભાગ્યશાળી ગણવા લાગ્યો; પોતાનું અહોભાગ્ય સમજવા લાગ્યો. એક પંથને દોકાજ થશે=એકી વખતે બન્ને કામ સિદ્ધ થશે. To kill two birds with one stone. મતલબ એ છે કે અનુબાને લખવા કરતાં ઉન્મતિને પત્ર લખ્યાથી તેના પત્ર ભેગો રસિકાના ઉપર પણ પત્ર લખી શકાશે. રસિક (સં)=રસજ્ઞ; શોખીન. રસ (સં) = આનંદ Pleasure. પ્રેમની ફીલસુફી=પ્રેમનાં તત્વનું દિગ્દર્શન. Philosophy of love. પ્રીતિમય (સં)=હેતના ઉમળકાભેર. ઉદધિ (સં) =સમુદ્ર. પ્રણય (સં, **प्र+नी**=પ્રેમ દર્શાવવો.)=પ્રેમ. Love. તરંગો(સં)= લહરીઓ. Breezes. પરમ નિયમે=પ્રેમના મહાન્ નિયમને અનુસરીને. ઊર્મિ (સં)=ઉમળકો; તરંગ. બધાં તત્વો...દીસે=સૃષ્ટિનાં તમામ પ્રેમ ઈશ્વરનો કુદરતી નિયમ જે પરસ્પર પ્રેમ રાખવાનો છે, તેને વશ થએલા હોય એમ ભાસે છે. અલબત્ત અંહિ જૂદા જૂદા દૃષ્ટાંત આપીને ચેતનહીન જડ પદાર્થોને પણ પરસ્પર કેવો પ્રેમ હોય છે તે સાબીત કર્યું છે. અવર= બીજું. અણુઅણુ=રજકણ જેવા નાનામાં નાના અંશ. Atoms. ભૂધર (સં, **भू+धर**)=પર્વત. નભને ચુંબન કરે=પર્વત ઘણા ઉંચા હોવાથી જાણે આકાશને ચુંબન કરવાને ઉંચા વધી ગયા ન હોય એવી ઉત્પ્રેક્ષા કરી છે. અરણ્ય (સં)=જંગલ Forest. ઉપવનબકુલો=બાગમાંહેના બોરસળીના ફુલો. હિમાંશુ (સં, **हिम+अंशु**) હિમ જેવાં અંશુ છે જેનાં તે) નો બહુવ્રીહિ સમાસ)=ઠંડાં છે કિરણ જેના એવો; ચન્દ્ર. વિરહાનળ ( સં, **विरह+अनल** )=વિયોગ રૂપી અગ્નિ. અશ્રુતણી...કરૂં છું=આંસુ રૂપી ઘીની આહુતિ આપું છું. હુતાશન ( સં **हुत+अशन**નો

ઉપપદસમાસ)=હોમેલું ખાનાર; અગ્નિ. ધીરજશ્રીફળ=સહનશીલતા રૂપી નાળીયેર. નિરંતર (સં, निः+अंतरનો બહુવ્રીહિ સમાસ)=લાગલાગટ; નિત્ય. રશ્મિ (સં)=કિરણ Rays. તૃણસમી (સં)=તણખલાસરખીતુચ્છ વ્યર્થ. કૃશાંગી (સં, कृश+अंगीનો બહુવ્રીહિ સમાસ) કૃશ છે અંગ જેનાં એવી)=પાતળા અંગવાળી.

પૃ. ૫૬, પેરા ૧૦૮—ઠંડી=મ્હાત. આ તો જાણે મેલટ્રેન ચાલી =મેલટ્રેનની ઝડપથી. તું મ્હને ઉપરાચાપરી સવાલો પૂછપૂછ કરે છે. ખીલવ્યા પછી=ટીખળ કરીને ચ્હીડવ્યા બાદ. તનકુંડ=શરીર રૂપી યજ્ઞકુંડ ઇન્ધન (સં)=બળતણ; Fuel. અસ્થિતણાં=હાડકાનાં. આ તનકુંડ રચી...નિરંતર પાઠ કરૂં છું–જેને સ્વર્ગ કે પરલોકમાં સુખ મેળવવાની અથવા અમુક દેવતાને પ્રસન્ન કરવાની ઇચ્છા હોય છે તે યજ્ઞ કરે છે. એ યજ્ઞને માટે પ્હેલાં કુંડ રચવો પડે છે; તેમાં ઇન્ધન બળતણ નાંખીને અગ્નિ પ્રગટાવવો પડે છે. એ અગ્નિમાં ઘૃત–ઘી–હોમવું પડે છે. અને કોઇક પદાર્થની આહૂતિ–બલિદાન–આપવું પડે છે. આરતિ વખતે હાથમાં શ્રીફળ ઝાલી રહેવું પડે છે. ને અમુક દેવતાના મંત્રનો જપ–પાઠ કરવો પડે છે. તેવીજ રીતે અહિં રસિકા ચન્દ્રરાવને પ્રસન્ન કરવા માંગે છે. અને એ પ્રેમયજ્ઞ માટે પોતાના શરીરને કુંડ બનાવી તેમાં હાડકાં રૂપી બળતણ નાંખી, વિરહરૂપી અગ્નિ પ્રગટાવી, આંસુરૂપી ઘી હોમે છે. આહુતિ તરીકે પોતાનું સુખ આપી, ધીરજ રૂપી શ્રીફળ ધારીને 'રે પ્રિય, !' એ મંત્રનો હંમેશ પાઠ કરે છે. ખેલ=કૌતુક; આશ્ચર્યકારક બનાવ.

---

## પ્રકરણ ૮.

પૃ. ૫૭; રસજ્ઞ (સં, रस+ज्ञ નો ઉપપદ સમાસ)=શૃંગારરસનું યથાર્થ રહસ્ય સમજનારી; કલાનિપુણ. સ્વસ્થ (સં, स्व+स्थ)=શાંત; ગંભીર. મુક્તતા (સં, मुच् ધાતુનાં ભૂત કૃદંત मुक्तનું ભાવ વાચક નામ) =છૂટાપણું. આશય એ છે કે સ્ત્રીએ સ્વતંત્રતા વડે ઉદ્ધત, સ્વાર્થી અગર આપી બનીને સ્વતંત્રતાનો દુરૂપયોગ કરવાનો નથી, પરંતુ એ સ્વતંત્રતાનો પોતાનાં કુટુંબનું શ્રેય સાધવામાં ઉપયોગ કરવાનો છે. કલ્યાણવાસના (સં) =કલ્યાણકારી શુભ ઇચ્છાઓ.

**પેરા ૧**—અનુકૂળતા (સં)=સગવડ. દર્શન દુર્લભ થઈ પડે=દેખાદેજ નહિ.

પૃ. ૫૮—એકે પગે...રહી હતી=ઘણીજ આતુરતાથી જવાને તલસી રહી હતી. લગ્ન પછી બારમો ચંદ્રમા=બારમો ચન્દ્ર અશુભ ગણાતો હોવાથી અંહિ એવો અર્થ સમજવો કે પોતાનાં પુત્ર પુત્રીને પરણાવી રહ્યાબાદ વેવાઈઓને પરસ્પર વૈરભાવ બંધાય છે. વધારે અળગો થાય=વધારે કચવાઈ જાય; પરસ્પરપ્રત્યેની સારી લાગણી દૂર થઈ જાય. રખે જમાઈ...થઈ જતો=સાસુ સસરાને મન એવી ધાસ્તી રહે છે કે હમારો જમાઈ હમારો પક્ષ તજીને કદાચ માબાપની તરફેણ કરશે. સાસરારખુ=સાસરીયાંનો ખુશામતીયો.

**પેરા ૨**—પરમાર્થ (સં,)=પરોપકાર. અલબત્ત અંહિ માર્મિક કટાક્ષ હોવાથી વ્યંગાર્થ સમજવો. અર્થાત્ વિના કારણ કુથલીનો પરમાર્થ! શી ન્યાતીલાઓની ફીકરચિન્તા !=જ્ઞાતિજનોની કેટલી બધી ઉદારતા ભરી પરોપકારવૃત્તિ છે! અંહિ સખ્ત કરડાકી ભરી ટકોર કરી છે. એ મોટું નસીબ=મતલબ કે એમનું ચાલે તો બીજી બધી પ્રવૃત્તિ છોડી દઇને ફક્ત કુથલી કરવાનુંજ એકમાત્ર કામ કરે. ગાૈતમબુદ્ધ...જાય !=અલબત્ત મૂળ ગાૈતમબુદ્ધના કરતાં તદ્દન નિરાળા હેતુને ખાતર સંસાર ત્યાગ કરે એ કટાક્ષ છે.

**પૃ. ૫૯, પેરા ૩**—દીકરી ને ગાય દોરે ત્યાં જાય=પુત્રીની દશા ગાયના જેવી પરાધીન છે.

**પેરા ૭**—કાને નહિ જતું હોય ?=મ્હેમની જાણમાં નહિ આવતું હોય ? ઢબ=વલણ; રીતભાત. લડાઈ લગે તો પૈસા દઉં=પૈસા આપીને પણ માંહોમાંહ્ય લડાવી મારૂં. એની સાથે સરખાવો આ કહેવત ‘ કિસીકા બુરા તો બંદા હાજર.’ ઉંદરનો...હસવું આવે=એકને મરણતોલ દુઃખ થાય તેમાં બીજાને અત્યંત આનંદ ઉપજે.

**પેરા ૯**—ઘરસંસારની...છે=મુંબઇની ઓરડીમાંજ સ્ત્રીને ઘરનાં કામકાજની કેવી ઉકેલ છે, તે પરખાઇ આવે છે. પરીક્ષા (સં, **परि+ईक्ष्** =પારખવું)=કસોટી. સમાવેશ (સં)=Accomodation.

પૃ. ૬૦—શાળા (સં)=જ્ઞાન મેળવવાનું સ્થાન. મતલબ કે, મુંબઇની કોટડીમાંજ ચતુરાઇ અને હોશિયારી મેળવી શકાય છે. પહેલે નંબરે આવે છે=સહુથી વધારે ચાલાક અને બાહોશ બને છે.

પેરા ૧૦—અનુકરણ (સં, अनु+कृ=નકલ કરવી)=નકલ; Adaptation. એ જાત્રાને છેડોજ નથી=અસંતોષને લીધે નવું નવું મેળવવાની આશાને કદી પાર આવતોજ નથી. જાત્રા=અવનવા મનોરથો સિદ્ધ કરવાનો પ્રબલ પ્રયાસ.

પેરા ૧૧—અસીલ=સાલસ; સલુકાઇભર્યો. ગઇ ગુજરી...જતો =સામાની ભૂલનો ખ્યાલ મનમાંથી કાઢી નાંખીને ત્હેને ઉદાર દીલથી ક્ષમા બક્ષતો. કાર્ય...સધાય છે=આપણી મતલબ વધારે સચોટ રીતે પાર પડે છે. ગોળે મરતો...કહેતોઃ–મીઠી જીભ વાપરીને બીજાને વશ કરી શકાય છે અને ત્હેની પાસેથી આપણું કામ કાઢી લેવાય છે, પરંતુ કડવાં વેણથી તો ઉલટી કડવાશ બંધાય છે, એ સિદ્ધાંત ચંદ્રરાવ વારંવાર યાદ દેવડાવતો. મતલબ એ છે કે, જે કામ કળથી થાય તે બળથી નહિ થાય.

પૃ. ૬૧—વિનયપૂર્વક (સં)=વિવેકભરીરીતે; સભ્યતાથી Politely. સૂચના (સં, सूच् To hint, to suggest)=શીખામણ; સલાહ. આની આગળ તુચ્છ...ન કહેવાય=આ દંપતીનાં સુખની સરખામણીમાં સ્વર્ગનું દિવ્ય સુખ પણ ઘણું ઉતરતા દરજ્જાનું હતું એમ માનીશું તો તે હદ ઉપરાંતનું વર્ણન નહિ ગણાય. અતિશયોક્તિ (સં, अतिशया+उक्तिનો કર્મધારય સમાસ) બીનકુદરતી, હદ ઉપરાંતનું વર્ણન. Hyperbole. સ્ત્રી મંડળ (સં, स्त्री+मंडल)=સ્ત્રીઓની સભા; મહિલા સમાજ. સભાસદ (સં)= સભ્ય; સભામાં બેસનાર. Member.

પેરા ૧૨—મોટાંની કુથલી...ફેર=તફાવત માત્ર આટલોજ કે સુધરેલાં કેળવાએલાં બૈરાં સુધરેલી ઢબથી કુથલી કરે છે.

પેરા ૧૩, સાર ગ્રહણ કરશે=રહસ્ય સમજીને અનુભવમાં ઉતારશે; સારો બોધ લઇને તે પ્રમાણે વર્તશે. મારા મનને...નીકળે=મ્હારો એવો અભિપ્રાય છે કે, એમ કર્યાથી તારો વખત સારી રીતે પસાર થશે.

પૃ. ૬૨, નામ મોટાં ને દર્શન ખોટાં=મનુષ્યની ખરી મોટાઈ સારા ગુણો ધારણ કરવામાંજ સમાએલી છે. પણ તેને બદલે ઘણા મોટા મનાતા

માણુસો ખરી રીતે અધમ પ્રકારના હોય છે. મહત્વ (સં મહાન્ પરથી ભાવવાચક નામ)=મોટાપણું, ઉપલો હાથ. મતલબકે, બધામાં પોતાનુંજ સર્વોપરીપણું રાખવાની ઇચ્છા. લાલસા (સં, લષ્=ઇચ્છા કરવી)=તીવ્ર ઇચ્છા; ઉત્કંઠા. Longing. સત્તરસો પ્રતિસ્પર્દ્ધી=સુમાર વગરના હરીફ. Innumerable rivals. અનુસરવાથી ઘેરેઘેર...પાક્યા છે=હિન્દમાં કુસંપ એટલો બધો વધી ગયો છે કે આજકાલતો ઘણા ખરા કુટુંબોમાં એવા કુસંપની આગ ફેલાવનારા જયચંદ્ર વગેરે જેવા દૂષીલા માણુસો ઉત્પન્ન થયા છે. પુરૂષો પણ...ઉપાસક નથી=મરદો કાંઈ વૈરભાવને પોષવામાં સ્ત્રીઓ કરતાં ઉતરે તેમ નથી. અર્થાત્ બૈરાંના જેટલાજ દુરાગ્રહથી પુરૂષો પણ ઈર્ષાની આગને ફેલાવે છે. આરાધના કરનારા=ઉપાસક. મતલબ કે ઈર્ષાને પોષનારા. ધન્ય છે...કાઢી મુક્યાઃ– અંગ્રેજોનો પોતાના દેશને ખાતર સંપીને કામ કરવાનો આ ગુણ વખાણવા જોગ છે. અલબત્ત સ્પેનીશ આરમેડાના પ્રસિદ્ધ ઐતિહાસિક બનાવનું અહિ વર્ણન કર્યું છે. ધર્મની ઝનુન=પોતપોતાના ધર્મ માટેની દુરાગ્રહભરી લડત. પક્ષો (સં.)=તડો; Parties. વિરોધી મંડળો. દેશદ્રોહી (સં) = A traitor. દેશનું અહિત કરનારો. બીજાં બીજાં=રીતરીવાજ ફેશન વગેરે. શૂરા=ઉત્સાહી. સુધારાનું...છીએ=તેને સુધારો (સંસ્કૃતિ) માનીએ છીએ. જ્યાં અનુકરણ... ત્યાં=અંગ્રેજોનો જે ઉમદા ગુણોને લીધે ઉદય થયો છે, તેવા ગુણોની નકલ કરતાં શીખવાનું છે, તે બાબતમાં. કોઠીમાં...છીએ=સંતાઇ જઇએ છીએ; પાછા હઠીએ છીએ. આંખ આડા...છીએ=દુર્લક્ષ કરીએ છીએ; બેપરવા બનીએ છીએ. ડોળ=દંભ; આડંબર. Hypocrisy. સત્તરસો ફાંટા=અનેક પ્રકારના તકરારી વાંધાસાંધા. માથે માથે જુદા વિચારો=દરેકના તે સંબંધમાં જૂદા જૂદા મત. એક કહેશે...લંકા=એક જે કહેશે તેનાથી બીજો તદ્દન વિરૂદ્ધજ વિચાર દર્શાવશે. મતલબ કે, એક દીલથી સંપીને કામ નહિ કરે. નિઃસ્વાર્થવૃત્તિ=સ્વાર્થરહિત, પરોપકારીવલણ. કોઈ શુકરવાર...નથી=દેશનો કાંઈ ઉદ્ધાર કરવાનાં નથી.

પૃ. ૬૩, એક તેની હઠ...વળી જવું=સામો માણુસ પોતાના મમતને ગુસ્સાના આવેશમાં વળગી રહેતો હોય, તો તે વખતે આપણે લટી જવું. અર્થાત્ આપણે પણ ત્હેના જેવાજ દુરાગ્રહી થવું નહિ; કહેવત જાણીતી

છે કે 'નમ્યો તે હરિને ગમ્યો.' કર્ત્તવ્ય (સં, कृ ધાતુનું વિધ્યર્થ રૂપ)=ફરજ; ધર્મ. Duty. શ્રેય (સં)=કલ્યાણ; ઉન્નતિ. સ્મિતભરી=હાસ્યવાળી; ખૂશમિજાજી. સહચરી=(સં. सह+चर्) સાથે ચાલનારી; પત્ની. કાર્યધુરંધર (સં. સપ્તમી તત્પુરૂષ સમાસ) (કાર્યમાં ધુરંધર)=બાહોશ; કર્ત્તવ્યપરાયણ. છલોછલ= ભરપૂર; ઉભરાઈ જાય એવી રીતે. અમી ઝરશે=અમૃત સીંચાશે, મતલબ કે જીવન અમર અર્થાત સફલ નીવડશે. સજાત જોડાં=કુળવાન, -ઉમદા-દંપતી. જાત ભોગથી...પરવરશે=આત્મભોગની ઉદારવૃત્તિથી જન સમાંજનાં હિતનાં કાર્યોમાં ઝંપલાવશે. અણુ...સરશે=અખૂટ માનસિક અને શારીરિક બળ ધરાવનારી પ્રજા એવાં કાર્યો કરવાને ઝઝુમશે. ત્યારે દેવો અવતરશે=મનુષ્યો જ્યારે આમકર્તવ્યદક્ષ બનશે ત્યારે ત્હેમને ત્યાં દેવ તુલ્ય સંતતિ જન્મશે. વિરલા...તરવરશે=અલૌકિક પુરૂષાર્થ કરી બતાવનારા શ્રેષ્ઠ પુરૂષો હિન્દમાં બધે ઉભરાશે. પ્રભુતા સંચરશે=સંસારમાં સ્વર્ગની ઝાંખી થશે; પૃથ્વી પર પણ બધે દેવતાઇ દેદાર દેખાશે. અર્ણવ ધ્રુધવશે=સમુદ્રને પણ કંપાવી નાંખશે. બ્રહ્માંડ નચવશે=સારાંય જગતની પાસે પોતાની મરજી માફક કામ લેશે. રંગ રાગ રેલવશે=હિન્દને પાછું પ્રાચીન ગૌરવ ભરી ઉન્નતિવડે ભવ્ય બનાવી દેશે. ઐકય=સંપ; એકતા.એવી...ખીલશે=એવી અપૂર્વ મોહક કળાનો બધે વિકાસ થશે.

**પેરા ૧૪**—લેશ (સં)=જરા; સહજ. સ્ત્રીઓ રસિકામય થઈ ગઈ =રસિકા ઉપર સઘળી સ્ત્રીઓ માનની લાગણીથી આફીન થઈ ગઈ. બધી સ્ત્રીઓ રસિકાનોજ વિચાર કર્યા કરતી. મહત્વની (સં)=અગત્યની; અસાધારણ. બોલાબોલી=વઢવાઢ; તકરાર.

**પેરા ૧૫**—ચિરંજીવી (સં, **चिरम्+जीविन्**) કાયમ; લાંબુ જીવનાર.

**પેરા ૧૬**—ગુલાબના...રહે છે:-શેકસ્પીયરનાં 'રોમીઓ અને જુલીયેટ' નાટકમાં મૂળવચન નીચેમુજબ છે.

" Whats' in a name? that which we call a rose;
By any other name will smell as sweet."

સંસારીઓ...જાય છે=સંસારની માયામાં લપટાએલા માણસો નાહક નામના મોહને લીધે ભ્રમિત થઇને ફસાય છે. આની સાથે સરખાવો 'નામ મોટાં ને દર્શન ખોટાં' એ કહેવત.

પેરા ૧૭—પ્રમાદ (સં)=ઉછાંછળાપણું; તુંડમિજાસીપણું. ચઢીઆતી =ચઢતા દરજ્જાની; શ્રેષ્ઠ. વિચારમાં...બની=ત્હેના મનનું વલણ રસિકાના જેવું થઈ જવાથી તેના વિચારો રસિકાના જેવાજ થયા; વર્તન ને રીતભાતમાં રસિકાના પ્રત્યે તે ગુરૂસમી માનની લાગણી ધરાવીને ત્હેની શિષ્ય હોય તેમ વર્તવા લાગી.

પૃ. ૬૫—અનામત=જાંગડ; ઉદ્ધડ. પુસ્તકાલય (સં, **पुस्तक+आलय** નોષષ્ઠી તત્પુરૂષ સમાસ) પુસ્તકનું આલય=લાઇબ્રેરી; વાંચનાલય.

પેરા ૧૮—જ્યાં કલહ કંકાસ...વાસ થયો:-રસિકાની સંસ્કારી યોજનાશક્તિને પ્રતાપે જે સ્થળે પહેલાં ક્લેશ અને કજીયાકંકાસની મારામારી હતી તે સ્થાનમાં સુલેહશાંતિ અને સંસ્કારી જ્ઞાનનો પ્રચાર થવા લાગ્યો. પ્રવૃત્તિ ( સં, **प्र+वृत्**=યત્ન કરવો; રોકાવું )=કામકાજની ધમાલ. વાતાવરણ (સં, **वात+आवरण**)=Atmosphere.

## પ્રકરણ ૯.

પૃ. ૬૬, પેરા ૧—મૂળથી...કરનાર=સ્વભાવથીજ ગંભીર અને શાન્ત. રજોગુણ–ગુણ ત્રણ છે. સત્વ, રજસ્, અને તમસ, સત્વ ગુણના તે ઉત્તમ, રજોગુણવાળા મધ્યમ ને તમોગુણવાળા તે અધમ પ્રકારના મનુષ્યો છે. પ્રવૃત્તિનું યંત્ર...અટકતુંજ નહિ=અનેક પ્રકારના ધંધા અને કામકાજની ધમાલ જે શરૂ થતી તે મોડી રાત સુધી પૂર વેગથી ચાલુ રહેતી. નિવૃત્તિ થતી નહોતી=કામકાજમાંથી છૂટા થવાતું નહતું. માથું ધાલતા=માથું મારતા; ઝંપલાવતા. થાળી ઉપર...એમ=જાણે પોતાનાં ખોરાકને ન્યાલ કરતા હોય એવી ખેતમાંથી. અલબત્ત શેઠીઆઓને પોતાનાં કામકાજમાંથી નિવૃત્તિ નહોતી મળતી, તેના પર અંહિ આવી કરડાકીભરી ટકોર કરી છે. પેટનું ભાડું...ચૂકવી આતા=હોટેલમાં નાણાં ચુકવીને ભૂખનું દુ:ખ મટાડતા.

**પૃ. ૬૭, પેરા ૨**—કાવાદાવા=કપટતંત્ર; પ્રપંચી ખટપટ. ગીરે=ધરેણે. અંજાઈજ જાય=છક થઈ જાય. દંભનું...નહોતું=દેશી રાજ્યોના જેટલોજ અંહિ પણ બહારનો મિથ્યા ભપકો–આડંબર–હતો. ન્યાલ કરતા=મનમાની ઈચ્છા પૂરી પાડતા; કૃતાર્થ કરતા. બણબણતા=મધમાખીની પેઠે મોટી સંખ્યામાં ભેગા થતા. અહોનિશ (સં, અવ્યય)=રાત દિવસ; નિરંતર. મિત્રતાનો દાવો કરનારા=પોતે મિત્ર હોવાની ડંફાસ મારનારા. મિત્રદ્રોહી (સં)=મિત્રનો દ્રોહ–દ્વેષ–કરનારા. ઘાતક (સં, **हन्**=મારી નાંખવું, એ ધાતુ પરથી(=મારી નાંખનાર; વધ કરનાર; Murderer. અભિલાષા (સં, **अभिलष्**= ઇચ્છા કરવી)=આતુર ઇચ્છા; ઉત્કંઠા. ડુબ્યો=દેવાળું કાઢ્યું; ડૂલી ગયો.

**પેરા ૩**—અવગણના (સં, **अवगण्**=તિરસ્કાર કરવો)=અનાદર; તિરસ્કાર. પ્રવૃત્તિમય (સં)=કામકાજની પ્રવૃત્તિમાં ગુંથાએલો; ઘણોજ ઉદ્યોગી. મુક્ત (સં, **मुच्**નું ભૂતકૃદંત)=છૂટા; સ્વતંત્ર.

**પૃ. ૬૮**—ઉપલક જાતપગાર=વધારાનો ખૂશબખ્તીનો પગાર. Additional personal pay. તનથી...મરી ફીટતો=સાફ દાનતથી પોતાથી બની શકે તેટલી સેવા વફાદારી ભરેલી રીતે બજાવતો. વિશ્વાસનો... નહિ=શેઠને વિશ્વાસઘાત કરીને દગો દેતો નહિ. દયાભાવથી=માયાળુપણે; પરગજુપણાથી. બરતરફ...થવું=નોકરી પરથી કાઢી મૂકવાની ખટપટ મ્હારે શું કામ જાતે કરવી? મતલબ કે એને બરતરફ કરવાનો દોષ મ્હારા માથાપર શું કરવા વ્હોરી લેવો?

**પેરા ૫**—તેમનું સૂત્ર...ન કરવું=તેમના સિદ્ધાંત પ્રમાણે આપણે વર્ત્તવું નહિ. સૂત્ર (સં)=આદર્શ; સિદ્ધાંત. Motto. બિલાડીની...જશે=એની લડાઈમાં ત્રીજો ફાવી જશે. કહેવત છે કે 'ઘર ફુટે ઘર જાય'–ઇસપનીતિમાં બે બિલાડીઓની માંહોમાંહ્યની લડાઇનો લાભ વાંદરો લઇ લે છે, તેને ઉદ્દેશીને કહેવતરૂપે આ સૂત્ર અહિં આપ્યું છે. ઉધમાં...હોયજ=સારી વસ્તુમાં પણ અપવાદ તરીકે કાંઇક પણ દોષ તો હોયજ. cf. 'ગામ ત્યાં ઢેડવાડો હોયજ'.

**પેરા ૮**—ગમ ખાઈ ગયો હતો=ચાડી ખાવાની ખો ભૂલી ગયો હતો.

**પેરા ૯**—કાલું કાલું=લાડ ઘેલું. મનસ્વી (સ)=સ્વચ્છંદી; મતવાલા.

**પેરા ૧૦**—ધર્મરાજાનો ગોળ=ઉદાર દીલથી સખાવત કરનારૂં; પરોપકારપરાયણ.

**પૃ. ૭૦, પેરા ૧૧**—આપણું ભાગ્ય...હશે=નસીબ ખુલવાથી આપણી જે જાહોજલાલી થઇ છે, તેમાં એ લોકોને પણ લાભ લેવાનો સર્જાએલો હશે. મુઠ્ઠીવાળતું આવે છે=જન્મે છે ત્યારે માણસ માત્રની મુઠી વળેલી હોય છે; અર્થાત્ તે વખતે મનુષ્યનું નસીબ બીડાએલુંજ હોય છે. હાથ ખુલ્લો રહે છે=હાથમાં કાંઇ રહેતું નથી; ખાલી હાથે જાય છે, મુઠ્ઠી પણ બંધજ હતી=મ્હારૂં નસીબ ખુલ્યું નહતું; મ્હારી તદ્દન કંગાલ સ્થિતિ હતી.

**પેરા ૧૩**—સંસારની દૃષ્ટિએ=વ્યવહારિક નીતિનો વિચાર કરતાં; સંસારવ્યવહારની પદ્ધતિ પ્રમાણે. આપણું કર્યું સાર્થકજ છે=આપણી મહેનત ઉગી નીકળશે; આપણી પ્રવૃત્તિમાં આપણને યશ મળશે.

**પૃ. ૭૧; પેરા ૧૫**, સિદ્ધાંત=વ્યવહારમાં મુકવાને સિદ્ધ કરેલો મત; વર્તનમાં મુકવા યોગ્ય આદર્શ. જોઇએ તે...આવે=હદથી ઝાઝું ધમકાવવામાં આવે. ઉપરાણું લેવું=પસ્તું પૂરવું; પક્ષપાત કરવો. વંઠે છે=વહી જાય છે; બગડી જાય છે.

પૃ. ૭૨ **પેરા ૧૬**, કહ્યાગરાં=આજ્ઞાપરાયણ; Obedient. શિક્ષણ ( સં. **શિક્ષ**=શીખવવું )=તાલીમ; કેળવણી.

**પેરા ૧૯**, નાનપણ બરાબર સચવાયું=નાની ઉમ્મરમાં બાળકની બરાબર કાળજીભેર સંભાળ લેવાય. અધવચ દોરી...નહિ=પૂરેપૂરૂં શિક્ષણ અપાઈ રહ્યા વિના બાળકોને સ્વતંત્રપણે વર્ત્તવાં દેવાં નહિ;

પૃ. ૭૩, **પેરા ૨૧.** તમારાજ પ્રતાપે=એ ત્હમારી કૃપાનુંજ શુભ પરિણામ છે. બહારના કામમાં=નોકરી ધંધા વગેરે કામ કાજમાં. બન્ને બોજા =બન્ને ફરજની જોખમદારી. ધોબીનો કુતરો...ન ઘાટનો=ધોબીના કુતરાની સ્થિતિ ત્રિશંકુ જેવી હોય છે- એ કુતરો ઘરનો છે. ઘરને વાસ્તે-કે ઘાટનો છે તે કહી શકાતું નથી. મતલબકે તેની સ્થિતિ એવી હીન દીન અને લાચાર હોય છે કે ઘરનાં માણુસો પણ ત્હેના પર પોતીકાવટની લાગણી ધરાવતાં

નથી, તો પછી ઘાટનાં ને તો ક્યાંથીજ તેવી લાગણી હોઈ શકે ? સરખાવો આની સાથે નીચેની કહેવતો:–' દુગ્ધામેં દોનો ગયે નહિ માયા, નહિ, રામ !' ' બગડે બે ' તથા ' બે ઘરનો પરોણો ભૂખે મરે ' Between two stools, we come to the ground.

---

## પ્રકરણ ૧૦

**પૃ. ૪૯, પેરા ૧** શાંત પ્રકૃતિનાં=નિવૃત્તિ માર્ગને પસંદ કરનારાં; ઠરેલ ગંભીર સ્વભાવવાળાં. પૂજ્યભાવ (સં)=ભક્તિભરી માનની લાગણી. Reverence પાવરધી=પ્રવીણ; બાહોશ. આસપાસનાં દૃષ્ટાંત પરથી=પાડોશીઓને ત્યાં બનેલા બનાવો ઉપરથી. દૃષ્ટાંત (સં)=ઉદાહરણ; Instance. તેણે જોયલું કે...જાય છે=છોકરીનું બચપણ રમત ગમતમાં નાહક એળે જાય છે, એ વાતનું રહસ્ય ત્હેનાં ધ્યાનમાં ઠસ્યું હતું. કહેવા જઇએ તો મોં ચઢે =શિખામણ દેવાનો યત્ન કરીએ, તો ત્હેને માઠું લાગે. આપણું શું વળ્યું= આપણને શો લાભ થયો ? આપણે કહીએ...નસીબ=આપણું સોંપેલું કામ પણ જો બરાબર કરી શકે તો ઇશ્વરનો આભાર ! એમની દુનિયા નિભશે કેમ ?=એમનો સંસાર વહેવાર કેમ કરીને બરાબર ચાલશે ?

**પેરા ૨**—માથે કોઈ=મુરબ્બી તરીકે દેખરેખ રાખનાર. દરરોજ કચકચ=રોજજ કલેશ કંકાસની ધમરોળ ઉડે.

પૃ. ૭૫—જારી=ચાલુ. પાશ્ચાત્ય શિક્ષણથી...નથી=સાધારણ રીતે ઈંગ્રેજી કેળવણી માણસને ઉદ્ધત બનાવી મુકે છે, પણ વિનોદચંદ્રની બાબતમાં તેમ બન્યું નથી. અભિપ્રાય (સં, **अभि+प्रे**=To intend)= મત; સલાહ. આરામને વખતે વિનોદનું સ્થાન=નિવૃત્તિના સમયમાં આનંદ આપનાર; ફુરસદનો વખત ગમ્મતભેર પસાર કરવાનું સાધન.

**પેરા ૩**—આકૃતિ (સં, **आ+कृ**=To produce)=દેખાવ; સીકલ. વિપિનનું...કરાવતું હતું=વિપિનનાં વિશાળ અને તેજસ્વી કપાળ પરથી ત્હેની બુદ્ધિમત્તાની ખાતરી થતી હતી. શિથિલતા (સં,)=અશક્તપણું; Inertia; શક્તિહીનપણું. જડતા=ચેતનહીનતા; અચેતનપણું. મતલબ કે વિપિનનું કપાળ આરસના જેવું સ્વચ્છ અને સુંદર હોવા છતાં તેના જેવું શક્તિહીન

અગર અચેતન નહતું. હૃદય ખોલી...એમ લાગતું:—અંહિ ઉત્પ્રેક્ષા-લંકાર છે. હૃદયની અંદર છુપાઈ રહેલી લાગણીઓ બીજી કોઈ રીતે કળી શકાશે નહિ એવું ધારીને ઇશ્વરે ત્હેની આંખોને પ્રેમાળ બનાવી હોવી જોઈએ એમ કોઈ સહજ કલ્પના કરી શકે. ઠરેલપણું=ગંભીરતા; ભારેખમપણું.

પૃ. ૭૬—અવલોકન કરવાની શક્તિ=દરેક વસ્તુની સૂક્ષ્મ તપાસ કરવાની શક્તિ. The power of keen observation. પ્રતિમાઓ=મૂર્તિઓ. મતલબ એ છે કે, એની આંખો પરથી એનું ખૂશમિજાજીપણું તેમજ હૃદયની શુદ્ધતા જણાઈ આવતાં. મંદહાસ્ય (સં)=ધીરૂં ધીરૂં-અગર મૂછમાં હસવું તે. ચકોર=ચંચળ. ધાટીલા=ફુટડા; દેખાવડા. રોદનના... જતા=એનાં રડવામાં પણ સારીગમના સાતે સૂરનું ભાન થાય છે. પ્રવીણ (સં)= પાવરધો; બાહોશ. મુગ્ધ (સં, મુહનું ભૂતકૃદંત)=મોહિત; આફ્રીન. નિશ્ચય ફેરવતો=વિપિનના કહ્યા મુજબ વર્ત્તતો. દોરવે તેમ દોરવાતો=દોરી સંચાનાં પૂતળાંની પેઠે ત્હેની આજ્ઞાને અનુસરતો. સમાનતા (સં) =સરખાપણું; સામ્ય.

પેરા ૪, આધુનિક શિક્ષણ=ચાલુ જમાનાની ઇંગ્રેજી કેળવણી. કુદરતી વિનોદવૃત્તિ=મશ્કરી ખોર સ્વાભાવિક ટીખળી વલણ. લાગણી દુભાવતો નહિ=ત્હેના જીવને કચવાટ થાય તેવી રીતે વર્તતો નહિ. વિવાદમાં...કરતો =કોઈ પણ બાબતપર કોઈની સાથે ગંભીર વિવેચન થતાં તેમાં પોતાની ભૂલ સમજાય તો ઉદારદીલથી તે સ્વીકારતો અર્થાત્ સુધારી લેતો. ચુસ્ત=દૃઢ, આગ્રહી. કળવળી=જીવને નિરાંત થઈ; ટાઢકવળી.

પૃ. ૭૭, એહસાનમાં દબાય=ઉપકારની લાગણીને વશ થઇને ત્હેની ઇચ્છા પ્રમાણે ચાલે. એહસાન (ફા)=ઉપકાર.

પેરા ૬, કડક=તામસી; મિજાસી. સૌ સૌના ઘરના મોટા=મુન મોંઘા ને આપ લાડકા. વજન ઘટાડવું=વકકર ગુમાવવું; પ્રતિષ્ઠા ખોવી. જો હુકમ કરવું=જીલબ્બે કરીને તાબે થવું; ખુશામત કરવી. ઘુસણી કરવાથી વકકર જશે=હદ ઉપરાંત ખુશામત કરવાથી માનપ્રતિષ્ઠા ઓછાં થશે-વજન ઘટશે. સ્વતંત્ર મિજાસથી કામ કરતો=મનસ્વીપણે વર્ત્તતો; પોતાનાં અંતઃકરણના અવાજને ઓળખીને બધી પ્રવૃત્તિ કરતો. તેમની સ્થિતિવાળા =પૈસે ટકે તેમના દરજ્જાના.

**પૃ. ૭૭, પેરા ૯**—છેતરપીંડી=છેતરામણુ; ઠગવિદ્યા; દગલબાજી.

**પેરા ૧૧**—વિવાદમાં...નથી=સામસામી દલીલો કરીને વિવેચન કરવાની જરૂર નથી. સાંકડા વિચાર=એક તરફી, કાચી સમજનાભર્યા અભિપ્રાય.

**પૃ. ૭૯, પેરા ૧૬**—એ ઉપમાને લાયક રહે=એ માનભર્યા ઇલ્કાબ અર્થાત્ રત્નના ખીતાબને ખરો પાડે. મતલબ કે એનાં સત્કૃત્ય વડે રત્નની પેઠે દીપી નીકળે. ઉપમા (સં)=સરખામણી; અંહિ લાક્ષણિક અર્થમાં 'ઉપપદ' 'ખીતાબ.' ક્ષમાદૃષ્ટિ (સં)=રહેમનજર. ન્યૂનતા (સં)=ખામી; કચાશ.

**પેરા ૧૭**—તું હવે...થઇ=પહેલાં કદી નહિ અનુભવેલા એવા તદ્દન નવીન સંજોગોમાં હવે તું મુકાઇ છે. નીચું જોવું ન પડે; નામને એબ ન લાગે. કંઇ કડવું...રાખજે=હાડોહાડ વ્યાપી જાય એવાં મ્હેણાં મારે તો ગુસ્સાના ઉભરાને પેટમાંજ શમાવી દેજે; અર્થાત્ ધુંટડો ગળી જજે. ઉલટી વાત વધે=ઉલટું વધારે ખરાબ પરિણામ આવે. બોલ ઝીલી લેજે=આજ્ઞા પ્રમાણે વર્ત્તજે; કહ્યામાં રહેજે.

**પૃ. ૮૦ પેરા ૧૮**—ચિત્તમાંથી...નહિ=બન્નેના હૃદયમાં વિયોગનું દુઃખ સાલવા લાગ્યું; વિયોગની વેદના બન્ને જણાંને અસહ્ય થઇ પડી.

**પેરા ૧૯**—જય મેળવ્યો=વિયોગનાં દુઃખને કમી કરી નાંખ્યું. કહેવત છે કે 'દુઃખનું ઓસડ દહાડા'. સ્નેહી...લાગ્યો=પ્રેમાળ સંબંધીનો પ્રત્યક્ષ સમાગમ નહિ થઇ શકે તેમ હોવાથી બન્ને ભાંડુઓએ એક બીજાનાં પત્ર અગર છબી વડે રૂબરૂ મળ્યા જેટલો સંતોષ માની લેવા માંડયો. નિર્જીવ મળ્યો=પત્ર તેમજ છબી એ બન્ને અચેતન વસ્તુઓએ આનંદ આપીને તેમને ચેતનવંતા બનાવ્યાં. અનિયમિત રીતે=મોડા વહેલા. Irregularly. ધીરે ધીરે...થઇ ગઇ=જોતજોતામાં તારા ઘરનાં કામકાજમાં તથા પતિના પ્રેમમાં ગુંથાઇ ગઇ. મતલબ કે તેમ થવાથી વિપિનનાં વિયોગનું દુઃખ એને વિસારે પડયું. નિમગ્ન ('**नि+मस्ज्**=ડૂબી જવું' એ ધાતુનું ભૂત કૃદંત)=ગરક. તલ્લીન. Absorbed.

**પેરા ૨૦** ક્ષણિક (સં)=ક્ષણવારમાં નાશ પામે એવું; Temporary. સુખ પ્રવાહમાં...ધસડાવું પડે છે=વૈભવવિલાસમાં માણસ સુખી જીવન

ગાળતો હોય છે. તેવામાં ઓચીંતી કાંઈ આસમાની સુલતાની આફત આવી પડતાં તે એમાં ફસાઈ પડે છે. ઉદય અને અસ્ત=સારી માઠી સ્થિતિ; ઉન્નતિ અને અધોગતિ. મૂલ્યવાન્ (સં)=કીંમતી.

**પેરા ૮૧**—પાણી=સત્વ; Mettle. દુઃખમય પ્રસંગોથી કસે છે=દુઃખદાયક આફતો તેના પર ઓચીંતી નાંખીને તેની કસોટી કરે છે. તરી જનાર=ધૈર્ય અને સહનશીલતાથી આફતમાંથી પાર ઉતારનાર. પ્રભુ કરતો હશે તે સારાને માટે='રામ કરે તે રૂડું' એવો સંતોષ આપત્તિના સમયમાં પણ રાખવો એ ઘણું દુર્ઘટ કાર્ય છે. ચાલ=માર્ગ. ખાડાખબોચીયાં=ચઢતી પડતીનાં દશાન્તરો. Ups and downs of Life; Vicissitudes of life.

**પેરા ૨૧**—વહાણ=જીવન નાવ. આચકો=પત્નીનાં અકાળ મરણનો કારી ઘા.

---

## પ્રકરણ ૧૧.

**પૃ. ૮૨; પેરા ૧**—ત્રાસ વર્તી રહ્યો હતો=ભયંકર ગભરાટ ફેલાઈ ગયો હતો. લાસો=શબો; મુડદાં. Dead bodies. હૃદયને...હતી=હૃદયવિદારી સંતાપ કરાવતી હતી. કેટલાકનું...હતું=કેટલેક ઠેકાણે તો કુટુંબનાં સઘળાંજ માણસો પ્લેગમાં પટકાઈ પડવાથી આખાં કુટુંબોનાં કુટુંબો નાબુદ થઇ ગયાં હતાં. પછાત=પાછળ પડતા; Backward. ત્રાસદાયક (સં **त्रास+दायक**)=જુલમગાર–ભયંકર. જીંદગીની...નહોતી=માણસો બધા એ રોગના ત્રાસથી એટલા બધા ચોંકી ઉઠયા હતા કે કોઇને પોતાની જીંદગીનો સહજ પણ ભરોસો રહેતો નહતો. ખીસાં તર કીધાં=લાંચ લઇને પુષ્કળ પૈસા ભેગા કર્યા. ન જોઇ=વિવેક વિચાર કર્યા વગર. કુદરત આગળ હારી ગઈ=કુદરતના કોપથી મચેલાં આ ધમસાણ આગળ સરકાર પણ પોતાના ઉપાયો અજમાવતાં થાકી ગઈ.

**પૃ. ૮૩; પેરા ૨**, ઠંડી પડી જાય=સખ્તાઇના ઉપાયો અજમાવતાં હારી જાય. સાત્વિકવૃત્તિની=શાંત સ્વભાવવાળી; સત્વગુણી. વસતી (સં)=પ્રજા; રૈયત. Population. વાસ્તવિક (સં)=દુરસ્ત; યોગ્ય. ગત સંજોગો...ગયલા=ભૂતકાળના અનુભવથી નકાળજા અને નફીકરા બની ગયા હતા.

**પેરા ૩,** વાસ કર્યો હતો=પગ પેસારો કર્યો હતો. દુષ્ટ વસ્તુને... સમાનજ છે=કોઇ પણ પ્રકારનો વિવેક કે વિચાર કર્યા વગરજ ભુંડી વસ્તુ પોતાનો ભુંડાઇનો ભાવ ભજવે છે. Cf. ‘ દુષ્ટ સંગતિ કદી વન્ધ્યા રહેતી નથી. ’ સરસ્વતીચંદ્ર. પ્રવાહ ( સં. )=ઝપાટો. ઉપચાર ( સં. )=ઉપાય; ઇલાજ. નિષ્ફળ નીવડી=તેની જીંદગી નહિ બચવાથી વ્યર્થ ગઇ. હૃદય જાણતી હતી=સ્વભાવને ઓળખતી હતી. અણીપર=તૈયારીમાં.

**પે. ૮૪; પેરા ૪,** મોંપરથી...કળીજતી=મ્હોંડાના દેખાવ પરથીજ ત્હેનું સર્વ દુઃખ જાણી જતી.

**પેરા ૫,** કકળાટ=રડારડ.

**પેરા ૬,** શાંત કરવા=દીલાસો દેવા. શાંત પ્રકૃતિનો=ગંભીર; ધૈર્યશાલી. પ્રભુની...થઇ ગયો=ઇશ્વરની આ અજબ કળા આગળ મૂઢ બની ગયો. તાકાદ ( ફા )=શક્તિ. ઝબકી ઉઠતો=ફાળભર્યો જાગી ઉઠતો. ધર્મમાં ચિત્ત ...આપતી=ત્હેનાં મનનું વલણ ધાર્મિક થાય તેટલા ખાતર ત્હેને તત્વ. જ્ઞાનની કથાનો ઉપદેશ આપતી. મન લાગતું નહોતું=જ્ઞાનના ઉપદેશની એને ઝાઝી અસર થતી નહોતી.

**પેરા ૭,** ક્રૂર ભાવીને તે ગમતો નહતો=વિધિની-ક્રૂરતાને લીધે સંજોગો અનુકૂળ આવતા નહતા. ધમધોકાર=પૂરજોસમાં. શેઠની ગાડી=શેઠનું સઘળું કામકાજ. ભાર=જોખમદારી. હૃદયશૂન્ય ( સં )=હૈયાસૂના; ભાનભૂલેલા. કિસ્મત=તકદીર; નસીબ. મતલબ એ છે કે વિપિન એનું લાગ્યું ભોગવશે -નસીબ પ્રમાણે સુખી યા દુઃખી થશે. બોલ તરછોડાયો નહિ=શરમ છંડાઇ નહિ. અણીના વખતે=ખરી ભીડના વખતે; ખરા જરૂરી સમયે. નીતિથી અને ધર્મથી વિરૂદ્ધ લાગ્યું=શેઠની ખરી ભીડને વખતે ત્હેમનો ત્યાગ કરીને જતા રહેવામાં ચંદ્રરાવને નીમકહરામી તથા ધાર્મિક દૃષ્ટિએ પાપ ભાસ્યું. સ્મશાન વૈરાગ્ય=સ્મશાનમાં માણસને જેવો થાય છે, તેવો સંસાર ઉપરના કંટાળાનો ક્ષણિક આવેશ. ઉથલપાથલ=ઉંધું ચત્તું કરવું તે; કુટિલતા ભર્યા કારસ્થાન. યંત્રને આવી...તેમ=ફરજ સમજીને જ ફક્ત સઘળી પ્રવૃત્તિ આદરતો હતો પરંતુ પોતાના કામમાં ત્હેને કાંઈ ઉત્સાહ, કે અભિરૂચિ જણાતાં નહિ. પુંડરીક=સૂર્યમુખી કમળ. રસિકાને માટે આ

રૂપકાલંકાર વાપર્યો છે. પ્રફુલ્લિત બંધું=આનંદી અને સુખી સંબંધી વર્ગ. જીવન=જીવાડનાર; જીવનના આધાર રૂપ-પ્રિયતમા. આનંદમય લહરી ...પાડતું=કુદરતી વિનોદ વૃત્તિથી એ પોતાના સ્વભાવનું ભાન કરાવતી. ચિત્રો વિવિધ દર્શાવતું=એ મ્હારી જીવન સહચરી પોતાનાં સંસ્કારી જીવનની અનુપમ ખુબીનો અનેક પ્રકારે ખ્યાલ કરાવતી હતી. કાળની મહારેલથી =મૃત્યુરૂપી મહાન્ પ્રલયને લીધે. શું સાંભર્યું...ગઇ ?=હે કમળ ! ત્હને એવી કઇ વસ્તુ સાંભરી આવી જેથી તું ઓચાંતી સ્વર્ગવાસી થઇ ગઇ ? આંહે ઉત્પ્રેક્ષાલંકાર છે. સ્વર્ગવાસ થવાનું કારણ કેવળ કાલ્પનિક છે. બાંધવતાણું =સગાં સંબંધીઓનું. સહ્યું:—મતલબ એ છે કે, સંબંધી વર્ગના કરૂણ વિલાપને પણ ત્હેં પત કર્યો નહિ-અર્થાત્ હમારો ત્યાગ કરીને સ્વર્ગવાસી થવાની ત્હારી હઠ છોડી નહિ. વિપરીત થયું=ઇન્દ્રના નંદન બાગને વિષે ભયંકર અકસ્માત્ થયો. તોફાન=વાવાઝોડું. શમી ગયું=શાંત થઇ ગયું. પૂરવા હા ! તું ગયું:—વાવાઝોડાને લીધે કમળોનો જે નાશ થઇ જવાથી કમળોની પડેલી ખોટ પૂરવા ખાતર તું કમળમુખી જાતે ત્યાં ગએલી હોવી જોઇએ. અલબત અહિં પણ કલ્પિત કારણ ગોઠવી બેસાડેલું હોવાથી ઉત્પ્રેક્ષાલંકાર છે. તારી શ્રીથી...થૈ રહ્યું=ત્હારાં સૌન્દર્યની શોભાવડે નંદનવન બધું ઉજળું થઇ ગયું.

પૃ. ૮૬; અશક્યજ ભાસતી:-પરંતુ વધારે વિચાર કરતાં ત્હારી આવી ગતિ થવી મ્હને અસંભવિત લાગે છે. ઉચ્ચતર ભાસે હું ને=મ્હારી સમજ શકિત જો કે ટુંકી છે તેમ છતાં મ્હારા સમજવા પ્રમાણે ત્હારી એના કરતાં વધારે ઉંચી ( શ્રેષ્ઠ ) ગતિ થઇ હશે. કરમાયું=ચીમળાઇ ગયું. આ પણ કલ્પિત કારણ હોવાથી અહિં પણ ઉત્પ્રેક્ષાલંકાર સમજવો. દીપાવવાને=શોભાવવાને. સદ્‌ગતિ ( સં )=સારી શ્રેયસ્કર સ્થિતિ; મોક્ષ.

પેરા, ૮, સ્વરચિત જોડકણાં=પોતાની મેળે રચેલી કવિતા. નસીબને ...નહિ=પ્રતિકૂલ સંજોગોને લીધે એ હેતુ પાર પડયો નહિ.

પેરા, ૯, સૂચના ( સં )=ભલામણ Proposal. કોડ=હોંસ; અત્યંત ઇચ્છા. વિધુર ( સં )=રાંડેલો મરદ. Widower કોઇનું સાંભળે એવો નહતો=પોતાના નિશ્ચયમાં મક્કમ હોવાથી કોઇને પણ લેખવતો નહતો.

માથે અપજશ મુકે=ન્યાતજાતમાં નાહક વગોણું કરાવે. ઉલટું=વિરૂદ્ધ. રૂઢિ =રીવાજ. પ્રશંસનીય ( સં )=વખાણુવાજોગ; પ્રશંસાપાત્ર.

**પેરા ૧૦;** પુનર્લગ્નનો સ્વીકાર કરવાથી. ફરીથી બીજીવાર પરણવાનો રિવાજ દાખલ કરવાથી, સમાજની નીતિનો આદર્શ ઘણો હલકો પડી જાય છે.

પૃ. ૮૯; જન સમૂહ=આખો જનસમાજ. પેટમાં...શો લાભ ?=જાણી જોઇને આવો અનિષ્ટ રીવાજ દાખલ કરીને નાહક તેનાં માઠાં ફળ સહન કર્યાથી સમાજની ઉન્નતિ નહિ થાય. ઋણ ( સં )=દેવાં. Debts. ઇષ્ટ દેવ ( સં )=માનીતા અગર પસંદ કરેલા દેવ. અર્ચના ( સં, **અર્ચ**=પૂજવું ) =પૂજા; ભક્તિ. સર્વત્ર ( સં. અવ્યય )=બધો જગ્યાએ; દરેક રીતે. પિતૃઋણ ( સં )=પિતરો-પૂર્વજો-નું દેવું. લોકઋણ=સંસારનાં મનુષ્યો પ્રત્યેનું ઋણ. એને મનુષ્ય ઋણ પણ કહે છે. એ ઋણમાંથી છૂટા થવા સારૂ કેવી ફરજ બજાવવાની છે તે સ્પષ્ટ કર્યુંજ છે. ઉપાધિ ( સં )=નકામી ડખલ; વ્યર્થપીડા. આવશ્યકતા ( સં )=જરૂરીઆત. ફરજ કર્મમાં...નહિ=સંસારનાં વિષય સુખોની મોહજાળમાં એવો જ્ઞાની મનુષ્ય કદી ફસાયજ નહિ. ધર્મદૃષ્ટિથી =ધર્મની માન્યતાને વશ થઇને. ક્રમશઃ ( સં, અવ્યય )=રફતે રફતે. Gradually. યથાશક્તિ ( સં, અવ્યય )=પોતાની શક્તિ અનુસાર. યથામતિ ( સં, અવ્યય )=પોતાની સમજ મુજબ. અધિકાર ( સં, )=યોગ્યતા; હક. અર્થ ( સં. )=ભાવાર્થ; સારાંશ. સંસારમાં ન પડતાં...મન થાય=ગૃહસ્થાશ્રમી થઇને સંસારનાં વિષય સુખોનો લ્હાવો લીધા વગરજ મનુષ્ય જો કદાચ તત્વજ્ઞાની-સંન્યાસી-બની જાય તો ત્હેને કોઈ કાળે પાછી સંસારનાં સુખો ભોગવવાની લાલસા થઈ આવતાં તે કદાચ પાછો ગૃહસ્થાશ્રમી થઈ જવાનો સંભવ રહે છે જોયા પછી=બરાબર અનુભવ લીધા પછી. સપાટા ખાધા પછી=વિપત્તિઓનો કડવો અનુભવ થયા બાદ. અભ્રચના=કંટાળો; અણગમો. આસુરી પ્રકૃતિ ( સં. )=અસુર-દાનવના જેવો સ્વચ્છંદી તથા કેવળ અજ્ઞાનવાળો તમોગુણી સ્વભાવ. દૈવીપ્રકૃતિ=સંસ્કારી સત્વગુણી સ્વભાવ- -દેવના જેવો. ગ્રહણ ( સં, **ગ્રહ**=લેવું )=સ્વીકાર કરવોતે. પુરૂષત્વ ( સં, **પુરુષ** ઉપરથી ભાવવાચક નામ )=મરદાઇ; પુરૂષ તરીકેનો ગુણ. ઉતરતી પંક્તિના=હલકા દરજ્જાના.

**પેરા ૧૧,** ગમ=સૂઝ; ઉકેલ.

**પૃ. ૮૮;** ચમન=મોજશોખ. સદે=અનુકુળ થઇ પડે; માફક આવે. ઘેલું સૂત્ર=અવિચારી સિદ્ધાંત; મૂર્ખતાભરી માન્યતા. રણસંગ્રામ ( સ ) =લડાઇનું મેદાન; યુદ્ધભૂમિ. રંગસંગ્રામ ( સ )=વિષયવિલાસની સ્વચ્છંદી પ્રવૃત્તિ. ચિતાર ખડો કરે છે=ખ્યાલ રજુ કરે છે. જાતિ અનુભવ=પોતે જાતે અનુભવ કરવો તે. Personal experience. દાસત્વ ( સં )=ગુલામગીરી; પરાધીનતા. ગાઇ વગાડીને...બતાવવું=જોરશોરથી શા માટે પ્રસિદ્ધ કરીને જન સમાજને જાહેર કરવું. લલાટમાં ( સં )=કપાળ; ભાગ્યને વિષે કેમકે વિધાતા લલાટને વિષેજ માણસનું ભાગ્ય લખે છે. રાજ્યભોગ ( સં )=રાજ્યઅધિકારનું સુખ.

**પેરા ૧૨**—કોમળ હૃદયનો=પારકાનું દુઃખ જોઇને પીગળે એવો; સહૃદય. મનનો પોચો=નબળાં મનનો; રાંકડો. મન કરતાં=વલણ અગર ઇચ્છા દર્શાવતાં.

**પેરા ૧૩**—સાધન (સં)=અનુકૂળ સંજોગો.

**પેરા ૧૪**—બહારથી તેમજ અંદરથી સાદા=ભલા અંતઃકરણના તથા બાહ્ય આડંબર વિનાના.

**પૃ. ૯૦**—રાહનાં ગાડાં...જવાનાં=રસ્તા પરનાં ગાડાં રસ્તાપરથીજ પસાર થઇ જશે. મતલબકે આફતની પહેલેથીજ ચિન્તા કર્યા કરીને આકળા ગાભરા થઇ જવું નહિ પરંતુ ધીરજ અને શાન્તિ રાખીને દાવ આવ્યે સોગટી મારવી. એની સાથે 'ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર;' 'પડશે ત્યારે દેવાશે.' એ કહેવતો સરખાવો.

**પેરા ૧૫**—એકનિશ્ચયી=પોતાના નિશ્ચયમાં અડગ; ટેકીલા. મમતા ( સં, ભાવવાચકનામ )='મ્હારાપણું'—પરંતુ અંહિ લાક્ષણિક અર્થમાં 'પોતીકાવટની લાગણી.' આંખમાં...આવ્યાં=ઉપકૃત બુદ્ધિથી ત્હેનું હૈયું ભરાઇ આવ્યું અને તેથી ત્હેની આંખોમાં આંસુ આવ્યાં. શેકહેન્ડ=હસ્તધૂનન—પાશ્ચાત્ય સભ્યતાની એ પ્રથા છે. પાવો=Whistle અલબત્ત એન્જીનનં સીસોટાના અવાજને માર્મિક કટાક્ષમાં પાવા જેવો કલ્પ્યો છે.

**પેરા ૧૬**—સ્વાર્થ છેક...છે=સ્વાર્થી માણસને કોઈ પ્રકારનો વિવેક વિચાર કે સારા નરસાનું ભાન હોતું નથી. તેતો હંમેશાં 'પોતે કરે તે સવાવીસ' એમ સમજીને 'આપકી લાપસી ઓર પરાઈ કુસકી' એ નીતિનેજ અનુસરવાનો. કહેવત જાણીતી છે કે, 'સ્વાર્થી અને આંધળો એ બે બરાબર!' હૃદય ખાલી કરવાનું હતું=હૃદયનો ઉભરો કાઢીને ચિન્તાનો ભાર હલકો કરવાની ઇચ્છા હતી. જડ વસ્તુપર...ગયો હતો=ચેતન વિનાની જડ વસ્તુને મનુષ્ય હૃદયની લાગણીની લેશમાત્ર પણ પરવા હોતી નથી, એ તે ભૂલી ગયો હતો.

**પેરા ૧૭ પૃ. ૯૧**—દુર્ઘટ (સં)=મુશ્કેલ Difficult. ડુંગરના કોળ=કોળની માફક ઝડપબંધ બધે ફરી વળે એવા; બાહોશ ભોમીયા. મળ્યા હોય ...પડે=લૂંટી લેવાને રસ્તાપર સામે ધસી આવ્યા હોય, તો સખ્ત વિમાસણમાં ફસાવું પડે. આરોગ્ય=તંદુરસ્તી; તબીયત. ઘોર=બીહામણો; ભયંકર.

**પૃ. ૯૨; પેરા ૧૯**—ભાસ (સં, **भास्** To shine)=પ્રકાશ; તેજ. Light રાક્ષસી=રાક્ષસના જેવા આકારનો. ઉંડાણમાંથી=પૃથ્વીની અંદરથી. દૃશ્ય (સં)=દેખાવ. Scene. પલાયન કરી જતાં=નાસી જતાં. અંહિપણ ઉત્પ્રેક્ષાલંકાર છે. તે સ્થાનની શાંતિને વધારે ભયંકર બનાવતાં હતાં. સળવટાટ=ખખડાટ. જન્તુ (સં)=જીવડાં. ઘમઘોર=તદ્દન ઘેરાએલું. વિચિત્ર =કફોડી. સુકી સળી જેવો=તદ્દન સૂકો સડાક; માંઇકાકલો અને હિમાયલો. ફોફલ=વાયુવિકારને લીધે જાડા દેખાતા પરંતુ તાકાત વગરના. આડે રસ્તે ...વાર !=માંચીમાં બેસનારને ગમે ત્યાં લઈ જઈને ઝબે કરવો હોય, તો ઉંચકનાર ઘણી સહેલાઇથી તેમ કરી શકે. જીવતાં ને જાગતાં...મળ્યો=માંચીમાં બેસનારને પોતાની જીંદગીની સલામતીને માટે એટલી બધી ફાળ પડી હતી કે માંચીમાંથી ઉતરીને પોતાને સ્થાને જ્યારે પહોંચીએ ત્યારેજ ખરા જીવતા રહ્યા કહેવાય. સૌના રામ રમી ગયા હતા=ગભરાટથી બધાજ માણસોના જીવ તાળવે ચોંટ્યા હતા; દરેક જણનાં હાંજાં ગગડી ગયાં હતાં. શાંત પ્રકૃતિમાં...વધારો કર્યો=વાતાવરણની ભયંકર શાન્તિને લીધે ચન્દ્રરાવ ઉલટો વધારે ગંભીર અને શાન્ત બન્યો.

**પૃ. ૯૩; પેરા ૨૦**—જીવમાં જીવ મૂક્યો=નિરાશ બનેલા હૃદયમાં પાછી આશા પ્રકટાવી; હતાશ હૃદયોને પાછાં આશાવાદી બનાવ્યાં.

# પ્રકરણ ૧૨

**પેરા—૧** પ્રદેશો (સં) મુલકો; દેશના વિભાગો; Provinces. અશક્તિમાન્ (સ)=શક્તિવિનાના; અશક્ત. આચ્છાદન (સં, **आच्छाद्**=ઢાંકી દેવું)=ઢાંકણ; covering. અનુપમ ( સં બહુવ્રીહિ સમાસ )=જેની ઉપમા (જોડ) નથી એવું; બેનમુન.

**પૃ. ૯૫**—કાતરનો ભોગ થાય=ભેખડમાં ગબડી પડીને મરણ શરણ થાય. ફળદ્રુપ (સં)=રસાળ; ફળ ફુલોથી લચી ગએલી. Fertile. વિશાળ પટ=વિસ્તારવાળું પહોળાણ. Extensive breadth. અહિ નદીના પટની સાથે ખાઇના પહોળાણને સરખાવ્યું છે. વેંતીયાની જાણે સૃષ્ટિ ઉત્પન્ન થઈ હોય:—મતલબ એ છે કે રસ્તા પરથી નીચેની ખાઈમાં નજર કરતાં તે માંહેની સઘળી વસ્તુ અત્યંત નીચાણમાં આવેલી હોવાને લીધે ઘણીજ નાની દેખાતી હતી. તેને અહિ 'વેંતીઆની સૃષ્ટિ' કહી છે.

**પેરા ૩**—સૂર્યનારાયણ......આવતા હતા:—અહિ ઉત્પ્રેક્ષાલંકાર છે. સૂર્યોદય થતા પહેલા આકાશમાં જે રતાશ પથરાઈ રહે છે તેને માટે ઘણા કવિઓએ સૂર્ય ક્રોધાયમાન થએલો હોવાની કલ્પના કરી છે. પરંતુ અહિ હેતૂત્પ્રેક્ષાલંકાર વાપરીને ક્રોધાયમાન થવાનું કારણ સ્પષ્ટ કર્યું છે. ઓછી કરનાર=ઝાંખી પાડનાર. અસંખ્ય (સં)=જેની સંખ્યાનો પાર નહિ આવે એવું; ઘણું મોટું. અજીત=નહિ જીતાય એવું; દુર્જય.

**પૃ. ૯૬, પેરા ૪**—અસ્પષ્ટ (સં) = અચોક્કસ; સમજ પડે નહિ એવી. રસથી=ઉલટભેર; હોંસથી.

**પેરા ૫**—દંતધાવન (સં) = દાતણ.

**પૃ ૯૭, પેરા ૬**—તૃપ્તિ (સં) = સંતોષ. મુખમુદ્રા (સં)=મ્હોંડાનો દેખાવ; શીકલ.

**પેરા ૭**—પ્રથમ દર્શને......ગયો=એને જોતાંવારને એ મોહિત થઇ ગયો. અદૃસ્ય (સં) = અલોપ; દેખાય નહિ એવાં Invisible. લંબાવવો પડ્યો=મુલતવી રાખવો પડ્યો.

**પૃ. ૯૮; પેરા ૯**—શ્રીકૃષ્ણ ભગવાને...દીધી છે=શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને જેવી રીતે પોતાનાં મુખને વિષે આખા વિશ્વનાં દર્શન કરાવ્યા

હતાં, તેવીજ રીતે એકજ સુંદર બાળાની મોહક કાન્તિએ મ્હારા મગજમાં કાંઈ કાંઈ ઉથલપાથલ કરી નાંખી છે. તેનું શરીર...નહોતું=મતલબ એ છે કે, વિપિન શરીર વડે 'સૃષ્ટિની પ્રદક્ષિણા' કરી આવ્યો નહોતો, પરંતુ એનાં સમાગમને માટે વિપિનનું હૃદય એટલું બધું અધીરૂં બન્યું હતું કે તે અત્યંત ઉત્સુકતાથી એ બાળાને મેળવવાને મથન કરવા લાગ્યો. હૃદય તરંગો (સં)=હૃદયની ઉર્મિયો–આશાઓ. વિવાહ રહિત (સં)=કુંવારી. Unmarried. ઉપલા વિચારોનો સરવાળો થયો=એ બધાય વિચારો એકકી વખતે એનાં મગજમાં ઉભરાવા તેમજ એને સતાવવા લાગ્યા. ઉમદા ખવાસની=કુળવાન ઘરની; ખાનદાન કુટુંબની.

**પેરા ૧૦**—હિસાબ...લાગે નહિ=અનેક તર્કવિતર્ક કરવા છતાંય એ સવાલનો સંતોષકારક ખુલાસો મળી શકતો નહતો. આંધળો=બેભાન; અવિવેકી. 'Love is blind' એ કહેવત જાણીતી છે. મનને ગમતા ચોક પૂર્યા હતા= મનમાની કલ્પના કરી હતી.

**પૃ. ૯૮; પેરા ૧૪**—પરિશ્રમથી...લાગતું=એ બાળાનું આકર્ષણ કાંઈક એવું કારમું છે કે એનાજ વિચાર કર્યા વગર છૂટકો થતો નથી.

**પેરા ૧૫**—તરંગોને લીધે કંડી હવામાં ઉડી ગયું હતું=વિચારમાં ગરક થઈ જવાથી તે નામ ભૂલી જવાયું હતું. વિસ્મય (સં)=આશ્ચર્ય; નવાઈ.

**પેરા ૧૬**—દેશવટો ભોગવવાનો આવે છે=વતન છોડીને પરદેશ જવું પડે છે. સજા કરનાર...આપણે=મતલબ એ છે કે આપણે આપણા સ્વાર્થને ખાતર પરદેશ જઈએ છીએ અને ત્યાં ગયા બાદ એવા પ્રતિકૂલ સંજોગોમાં મુકાઈ જઈએ છીએ કે આપણને આપણાં વતનના કશાય સમાચાર મળતા નથી. અર્થાત્ આપણને હાથનાં કર્યાં હૈયે વાગે છે. ચોપડા ફાડવા:–એ વક્રોક્તિ છે. મોટી ધાડ મારવા ગયા છે! મોટું પરાક્રમ કરવા ગયા છે!' એમ પણ એજ અર્થમાં કહેવાય છે. નોકરી...હશે:–આ પણ વ્યંગોક્તિ છે. મતલબ એ છે કે એટલા બધા સ્વાર્થી અને એકલપેટા બની ગયા છે કે સગાંસંબંધી પ્રત્યેની પોતાની ફરજ બજાવતા નથી અને પત્ર સરખો પણ લખતા નથી. ડાહી...શિખામણ દે=બીજાને ઉપદેશ કરવા પૂરતુંજ પોતાનું ડહાપણ બતલાવે; બીજાને શીખામણ દેખરા પરંતુ પોતે તે મુજબ વર્તે નહિ.

પૃ. ૧૦૦—સ્મરણમાં હતો=સાંભરતો હતો; યાદ હતો.

પેરા ૧૭—આગતા સ્વાગતા=આદર સત્કાર; આવકાર.

પેરા ૧૮—તકલીફ (ફા) =તસ્દી; શ્રમ.

પેરા ૧૯—એકવાર દાઢમાં...ભારે પડે=ભોગજોગે ત્હમારી જો હમારા ઉપર કફામરજી (ઈતરાજી) થઈ તો ત્હમારા સપાટાનો સ્વાદ એવો ચખાડો કે હમારે શાંતિમય જીવન ગાળવું પણ મુશ્કેલ થઈ પડે.

પેરા ૨૩—તમારી નજર...તરફજ હોય= જ્યાં ત્યાંથી ખામી શોધી કાઢવાનુંજ ત્હમારૂં વલણ હોય.

પૃ. ૧૦૧, પેરા ૨૭—તમારી આંગળી...હોય કેની ?= જે નિકટનાં સંબંધીને હૈયે તમારૂં હિત વસી રહ્યું હોય, તેજ ત્હમારી કાળજીભરી સંભાળ રાખે ને ?

પેરા ૨૮—બીજીજ દિશામાં=તદ્દન જૂદીજ બાબતનાં રટણમાં. અપ્રતિમ પ્રતિમા (સં)=અનુપમ મૂર્તિ; બેનમૂન છબી.

પેરા ૩૬—લઢણ=શૈલી. વિપિનની મુત્સદ્દીભરી વાતચીત કરવાની પદ્ધતિથી મિત્રમન અંજાઈ ગયો, એ આશય છે. મધુરતા (સં)=મીઠાશ. '**મધુર**' શબ્દ ઉપરથી બીજાં ભાવવાચક નામ '**માધુર્ય**' તથા '**મધુરત્વ**' પણ બને છે. અજાણપણે મસ્તક નમ્યું=અનાયાસે ત્હેનાથી વિપિનને માન અપાઈ ગયું.

પૃ. ૧૦૨; પેરા ૪૨—પગ નહોતો ઉપડતો=હિંમત ચાલતી નહતી; સંકોચાતો હતો.

પેરા ૪૩—ઇન્ટ્રોડકશન=ઓળખાણ કરાવનારી ભલામણ.

પેરા ૪૪—પાધરો=સીધો; બરાબર મુદ્દાસર.

પેરા ૪૫ મોંજાઈને ચાંલ્લો કરવો=માણસનો ત્હેનાં ગુણ લક્ષણ પદવી વગેરેનાં પ્રમાણમાં યથાયોગ્ય સતકાર કરવો. શિખવી મૂક્યું હોય= સૂચના કરી હોય. માથું દુ:ખી આવે=ત્હમે કંટાળી જાઓ.

પેરા ૪૭—પેટ પર પગ ના મુકતો=કમાણીનું સાધન ખુંચવી લઈને ત્હેનું જીવન રદ કરી નાંખીશ નહિ.

**પેરા ૪૯**—લાવણ્ય (સં) સુંદરતા; આકર્ષણ; ભાવ (સં)=સારી લાગણી; ખેંચાણ.

**પૃ. ૧૦૩; પેરા ૫૦**—તમારી આગળ...નથી=તમારાથી પણ કોઈ વાત છુપી રાખી નથી.

**પેરા ૫૧**—વિનોદચંદની...પડી હતી=વિનોદચંદ્રનાં અંતરનો ઉદ્વેગ ત્હેની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાઈ આવતો હતો. એ આરસીમાં... જણાઈ ગયું=મ્હોંડાની શીકલ ઉપરથીજ ત્હેનાં હૃદયનો સઘળો ગભરાટ ખુલ્લો થઈ ગયો. બિરિજચંદ્રને પણ...ઓળખી શકયો=બિરિજચંદ્રનાં મુત્સદ્દીપણાંનો એને ખ્યાલ થયો. બિરિજચંદ્રનું ખરૂં સત્વ એનાં જાણવામાં આવ્યું. રજવાડાના કપરા અનુભવને લીધે=અનેક પ્રતિકૂલ સંજોગોમાં ઉસ્તાદ મુત્સદ્દીઓનાં કુટિલ કારસ્થાનોનું જે જોખમ ખેડવું પડતું, તેનાથી બોલવા ચાલવાની એનામાં જે કાંઈ અદ્‌ભુત ખુબી આવી હતી તેને લીધે. એકમાર્ગી (સં)=સીધા રસ્તાનો; ઓલોદોલો. બારીકી=ગુંચવણ અને ઝીણવટભર્યો વિષય; Intricacy.

**પેરા પર**—સત્તાદર્શક (સં)=દબદબાભરી; ગૌરવસૂચક. કલ્પના (સં) =વિચાર; ખ્યાલ. મતલબ એ છે કે રાજકીય મુત્સદ્દીઓને ઘણીજ કુનેહથી બારીક પ્રશ્નોની ગુંચ ઉકેલવી પડતી હોવાથી તેઓ હંમેશાં ચિન્તામાંજ રહે છે. અને મનુષ્ય જ્યારે ચિન્તા કરતો હોય છે ત્યારે ત્હેનાં ભવાં વારંવાર ઉંચાં નીચાં થાય છે તથા ત્હેના કપાળમાં કરચલી પણ પડે છે. બિરિજચંદ્રના આવા ભાવ પરથી ત્હેને સ્ટેટ સર્વિસ હોવી જોઈએ, એવું સહજ અનુમાન થઈ શકતું. ભાવાર્થ (સં, **ભાવ+અર્થ**)=રહસ્ય; મતલબ. વલખાં મારતાં= નાહક ફાંફાં મારતા. હૃદયની પરીક્ષા=હૃદયની અંદર છુપાઈ રહેલા વિચારોની માહીતી. હૃદય રજવાડી નહોતું=તે હૈયામેલો ન હતો. કાવાદાવા કે ખટપટ તેને આવડતાં નહતાં. પાષાણવત્ (સં)=પત્થરસમું કઠ્ઠણ.

**પૃ. ૧૦૪**——મનનો પાર...સમાયલો છે=પોતાનાં અંતઃકરણના ખરેખરા વિચારોને ગુપ્ત રાખ્યાથીજ ત્હેની મુત્સદ્દી તરીકેની કાર્કીદી સફલ અને યશસ્વી નીવડશે.

**પેરા ૫૩**—પ્રમાદ (સં)=આળસ; કાયરપણું. ગંભીરતા...મળતા= રાતદિવસ ત્હેને શાંતિમય વાતાવરણનોજ અનુભવ થતો હતો. તેના કાન બહેરા થયા હતા=તે કંટાળી ગયો હતો. મલાજાથી=મર્યાદામાં રહીને. મિત્રભાવ (સં)=મિત્રતા; દોસ્તીદાવો.

**પૃ. ૧૦૫** પ્રાધાન્ય (સં, **प्रधान** ઉપરથી ભાવવાચક નામ)=પ્રબલ અસર; પ્રધાનપણું.

**પેરા ૫૮**—તેની આંખ...માંડયા=તેના મગજમાં ઘોળાવા લાગ્યા.

**પેરા ૬૦**—અમર (સં)=યાદગીરીમાં જીવતું; સ્મરણપટમાં તાજું.

**પૃ. ૧૦૬; પેરા ૬૨**—પારકાનું પાઠેઃ—મતલબ એ છે કે આપણા ઇતિહાસની આપણને કાંઈ પણ માહીતી નથી, અને પરદેશી પ્રજાનો સઘળો ઇતિહાસ આપણે કાળજીપૂર્વક મ્હોંડે કર્યો છે. પારકા=પરદેશી પ્રજા; યૂરોપીઅન પંડિતો. માન્ય=કબૂલ; સ્વીકારવાયોગ્ય.

**પેરા ૬૪**—દૃષ્ટિગોચર થયો=જોવામાં આવ્યો; નજરે પડયો.

**પૃ. ૧૦૭**—ચક્રાવો ગોળ આકાર; Curve. ગુણગાતો=પ્રશંસા કરતો; ગુણગાન કરતો. ગીચ=ઘાડી Dense. ઘટા છાંયડો.

**પેરા ૬૫**—જુગતાં=બંધબેસતાં; લાગુ પડે એવાં. દૈવી=દેવતાઈ; અલૌકિક વિભૂતિ. ઇતિહાસ=**इति+ह+आस** ( એમ ખરેખર હતું ) એ 'ઇતિહાસની'ની વ્યુત્પત્તિ છે. તેને બદલે હાલનાં પુસ્તકો એવા અર્થને બદલતાં હોવાથી અંહિ 'ઇતિહાસ્યનાં પોથાં' અર્થાત્ 'એવાં હસી કાઢવા લાયક પુસ્તકો એવી વ્યાખ્યા માર્મિક કટાક્ષમાં આપવામાં આવી છે. અર્થાત્ હાલના ઇતિહાસનાં પુસ્તકો કેવળ નકામાં છે. તારણ કાઢવાની=સાર ખેંચવાની.

**પૃ ૧૦૮**—આપણી પડતીના...પડેછે=આપણી પ્રજાની પાયમાલી સિવાય બીજી કાંઈ પણ હકીકત ઇતિહાસનાં પાનાં પર આપણા વાંચવામાં આવતી નથી. વીરત્વ (સં, **वीर** ઉપરથી ભાવવાચક નામ)=શૂરવીરપણું. ઇતિહાસકાર (સં)=ઇતિહાસનો રચનાર. કલમના જાદુથી...ચડતા નથી= પણ જે બનાવોને ઇતિહાસકારો પોતાની વર્ણનશક્તિ વડે એવી રીતે લખી શકે કે તેના હંમેશાં લોકો વખાણ કર્યા કરે તેવા બનાવો ભૂતકાળમાં

બન્યા છે. પણ લોકો તે ભુલી ગયા છે; તેથી તે ભૂતકાળમાંજ ઢંકાઈ રહ્યાં છે. ઉંચામાં ઉંચા શિખર પર ચઢાવી દેવા=બની શકે તેટલાં બણગાં ફુકવા.

**પેરા ૬૭**—આક્ષેપ (સં)=આરોપ; ઓતાનાં. અસત્ય (સં)=જૂઠાણું. Falsehood. નવીજ દુનિયા...થશે=તદ્દન જૂદીજ અસર થશે; મતલબ એ છે કે નેપોલીયનની ઉજળી બાજુ ત્હમારા જાણવામાં આવ્યાથી સઘળી માઠી અસર દૂર થઈ જશે. ખંડન કરે છે=સચોટ રદીઓ આપે છે; અસરકારક રીતે તોડી. પાડે છે.

**પૃ. ૧૦૯**—સત્યતા (સં, **सत्य** પરથી ભાવવાચક નામ)=સત્ય હકીકત.

**પેરા ૬૮**—તરાપ મારવાનું=ધસી આવવાનું. મતલબકે ઈંગ્લાંડના રાજ્યની લગામ પોતાને કબજે કરવાનો એને શો હક હતો ? મોંએથીજ= મ્હોંડાના વચન માત્રથી. લિખિત વસીયતનામા=લખેલાં વિલના દસ્તાવેજો.

**પેરા ૭૧**—ઉપદ્રવ (સં)=ત્રાસ; જુલમ. છચોક=જાહેર રીતે.

**પૃ. ૧૧૦**—સર્વસ્વ (સં)=બધી માલમિલ્કત. કોઠી ધોઈ કાદવ કાઢવા જેવું છે=વ્યર્થ પરિશ્રમ કરવાનો ત્રાસ વેઠવા જેવું છે. મતલબ કે, એમાંથી કશો સાર નીકળી શકે તેમ નથી.

**પેરા ૭૨**—રાજનીતિથી...હતા=રાજ્ય કરવાની પદ્ધતિથી છેક કંટાળી ગયા હતા. સામે બીડું ઝડપ્યું હતું=તેની સાથે ટક્કર ઝીલવાની હામ ભીડી હતી; ને હંફાવવાને કમ્મર કસી હતી. 'બળીયા સાથે બાથ ન ભીડવી'= પોતાના કરતાં વધારે બળવાન શત્રુની સામે વિરોધ કરવો નહિ. નષ્ટ થાત= દૂર થાત. મહત્વવાળું=અગત્યનું; જરૂરી. ખાખાવીખી કરી નાંખત=ખુવાર કરી નાંખત.

**પેરા ૭૩**—વાસ્તવિક (સં)=યોગ્ય; વ્યાજબી.

**પૃ. ૧૧૧**—પડતા પર પાટુ ન મારવું=અનેક આફતોથી છુંદાઈ રહેલાને વધારે હેરાન કરવો નહિ. રાજનીતિની કુશળતા પર આધાર રાખે છે=મતલબ એ છે કે બાહોશ રાજા હોય, તેજ પોતાની પ્રજાને પોતાના જેવી સુખી અને આબાદ બનાવી શકે છે. તુલા કરાવીને=શરીરનું વજન કરાવીને. પુનરૂદ્ધાર (સં, **पुनः+उद्धार**)=ફરીથી ઉન્નતિ કરવાનું કામ; જીર્ણોદ્ધાર. દિગ્વિજય (સં **दिक्+विजय**)=સઘળી દિશામાં જય; પૂરેપૂરો

વિજય. શિવનો દિગ્વિજય થયો=શિવાજીએ અનેક પ્રતિકૂલ સંજોગોની વચ્ચે ઔરંગઝેબ સરખા કટ્ટર અને બળવાન શત્રુને હંફાવીને હિન્દમાં નવીન હિન્દુ રાજ્યની સ્થાપના કીધી.

**પૃ. ૧૧૧; પેરા ૭૭**—પોતીયાં લેવાયાં હતાં=ટાંટીયા ઢીલા થઈ ગયા હતા.

**પેરા ૭૮**—સિંહનાદ (સં, ષષ્ઠી તત્પુરૂષ સિંહનો નાદ)=સિંહની ગર્જના. નવનેજાં પાણી ઉતર્યાં=ઘણી વિપત પડી. પેટમાં ટાઢકવળી=જીવને શાન્તિ થઈ.

**પૃ. ૧૧૩ પેરા ૮૧**—એવું થયાં કરતું=એવી ઝંખના થયાં કરતી.

**પેરા ૮૨**—સ્તંભી ગઈ=લજ્જાથી છોભીલી પડી ગઈ; પ્રેમ પરવશ બની.

---

## પ્રકરણ ૧૩

**પૃ. ૧૧૪**—રહી છે......ખટકી=મગજમાં ઘુમી રહી છે. રહ્યો છે ......તેમાં=ત્હારી ગજગામિની ચાલ આગળ ઈન્દ્રનો ઐરાવત હાથી પણ મ્હાત થઈ જઈને પોતાનું અભિમાન વિસારી દેછે. વિધાતાની સ્વયંકૃતિ= બ્રહ્માએ પોતે જાતે રચેલી મૂર્તિ; સાક્ષાત્ ઈશ્વરની પોતાની બનાવટ. સર્વેશ (સં, **सर्व+ईश** નો ષષ્ઠીતત્પુરૂષ સમાસ) = આખી દુનિયાના માલીક. પ્રમાણભૂતા(સં)=પ્રમાણ તરીકે સિદ્ધ થએલી એવી; માન્ય. Authoritative

**પેરા ૧**—દુર્બળ (સં **दुः+बल** નો બહુવ્રીહિ સમાસ)=બળવિનાના; દુબળા. ચટ=ચીવટ; ખંત. સ્નાનાદિ નિત્યકર્મ=સ્નાન સંધ્યા પૂજાપાઠ વગેરે દરરોજનાં કર્તવ્યો. નાહી ધોઈને શુદ્ધ થયા પછીજ એ કર્મ થઈ શકતાં હોવાથી 'સ્નાનાદિ' શબ્દ પ્રથમ કહ્યો છે.

**પેરા ૨**—વ્યાવહારિક બાબતો=સંસાર વહેવારનાં કામકાજ.

**પૃ ૧૧૫**—કાર્યકુશળતા (સં, **कार्य+कुशळता**નો સપ્તમી તત્પુરૂષ સમાસ)=કર્તવ્યદક્ષતા; કામકાજની સારી ઉકેલ. તારતે=ઉદ્ધાર કરત.

**પેરા ૩**—ચકોર=ચપળ; ચબરાક. પહેલા ખોળાનો=પ્રથમ સંતાન; સીમંત વખતનું જન્મેલું બાળક. ધુની=સ્વતંત્ર મગજનો. દેવાંશી (સં, '**देव+अंश**નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=દેવના જેવાં ગુણ લક્ષણ ધરાવનાર;

દેવતાઈ. બુદ્ધિની પ્રબળતા=બુદ્ધિના પ્રભાવનું તેજ. ચીરી નાંખે=પરવશ બનાવી દે; આકર્ષક અસર ઉપજાવે. પ્રભાવંતી કાંતિ=તેજસ્વી સૌન્દર્ય.

**પૃ. ૧૧૬ પેરા ૪**—નિષ્પક્ષપાત (સં, **निः+पक्षपात**નો બહુવ્રીહિ સમાસ)=પક્ષપાત વિનાના. ન્યાયી પરીક્ષકો (સં)=પરીક્ષા લેનારા; Examiners.

**પેરા ૫**—વાર્તાવિનોદ (સં, **वार्ता+विनोद**નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)= વાતચીતનો આનંદ. નિર્વિવાદ (સં, **निः+विवाद**નો બહુવ્રીહિ સમાસ)= નિઃસંદેહ; દેખીતું. અસહ્ય (સં, તત્પુરૂષ સમાસ)= સહન કરી નહિ શકાય એવું. Unbearable.

**પૃ. ૧૧૭ પેરા ૬**—ખુશબો (ફા)=સુગંધ. Fragrance મંદમંદ=ધીમે-ધીમે. તલ્લીન(સં)=ધ્યાનગ્રસ્ત. દુર્લભ (સં **दुः+लभ्**નો સમાસ)=ઘણી મુશ્કેલીથી મળી શકે એવું. મોહનમૂર્ત્તિ (સં)=મોહ પમાડનારી આકૃતિ. તે તલપે... વિસારી=સર્વ દુઃખનું ભાન ભૂલી જઈને એ તમારે માટે ત્હમારી પ્રિયા તલસી રહી છે, તે ચિન્તવન કરી રહી છે, શોકાતુર બની રહી છે. તેમજ આમ પોકાર કરી રહી છે. ભણિત=વર્ણન કરેલી. વિરહાતુર (સં, **विरह+ आतुर**નો તૃતીયા તત્પુરૂષ સમાસ)=વિરહને લીધે (મળવાને) ઉત્સુક બનેલી; વિયોગવ્યાકુલ. તન્વી=કૃશાંગી; કોમલ અંગવાળી સ્ત્રી. વારો=દૂર કરો; હરો. વ્રેહવિકારી=સંતાપરૂપી વિકારને ઉત્પન્ન કરનારો વિરહ.

**પૃ. ૧૧૮ પેરા ૭**—પ્રગટ=જાહેર; દૃષ્ટિગોચર.

**પે ા ૮**—ઉસ્તાદ=પહોંચેલબુટ્ટી; ચાલાક. શિશિરના...થઈ ગયા=ત્હેના ચહેરાપર શરમને લીધે રતાશ પ્રસરી રહી.

**પેરા ૧૦**—ઉસ્તાદી=ચાલાકી; ચકોરપણું.

**પેરા ૧૪**—સુર (સં)=લય; ધ્વનિ; Tune. ઇતર (સં)=બીજા. અવકાશ (સં)=ફુરસદ. તાન=લગની; ધૂન.

**પેરા ૧૬**—પ્રભાવ (સં)=સત્તા; પ્રતાપની અસર.

---

## પ્રકરણ ૧૪

**પૃ. ૧૧૯**—લુપ્ત (સં, '**लुप्**'નું ભૂતકૃદંત)=અલોપ; અદૃશ્ય. સુષુપ્ત (સં, **सु+स्वप्**નું ભૂતકૃદંત)=સૂતેલી; આથમી ગએલી. નેને રમે=આંખો આગળ તરવરે છે; મગજમાં સ્ફુર્યાં કરે છે. મૃદુ (સં)=કોમળ; ધીમું. વિરામપામે=અટકી જાય છે; બંધ થઈ જાય છે. શ્રવણ (સં, '**श्रु**' ધાતુ ઉપરથી)=જેનાવડે સંભળાય છે તે; કાન. ધ્વનિ (સં)=અવાજ; સુર. રમ્ય (સં)=આનંદકારી; રમણીય. તો એ સુગંધ...મ્હાલે=તેમ છતાં તેની સુગંધ મનમા વસી જાય છે.

**પૃ. ૧૨૦ પેરા ૩**—(સં)=ઘણા મોટા. દૃઢીભૂત કરતાં=ટેકો-પુષ્ટિ-આપતાં હતાં,-સમર્થન કરતાં હતાં.

**પેરા ૪**—પરિસ્થિતિ (સં)=આસપાસના સંજોગો; વાતાવરણ. ચોગાન =ખુલ્લું મેદાન. છાતી ચાલતી નહોય=હિંમત રહેતી નહોય. કુદરત... ફાવી નહિ=ત્હેને ભયભીત કરવાને કુદરતે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું તેમ છતાં તે બ્હીધો નહિ તેથી કુદરતનો એ પ્રયત્ન સફલ થયો નહિ.

**પૃ. ૧૨૧**—અંધકારમાં...જોવા લાગ્યાં:-સૂર્ય આથમી જવાથી જે અંધારૂં ફેલાઈ રહ્યું હતું તે અંધારામાં ડુંગરો અને કોતરો બીહામણાં સ્વરૂપ ધારણ કરીને એને ડરાવવા લાગ્યા. ભોગી હતો...નહતો=ગૃહસ્થાશ્રમી હોવા છતાં અત્યારે ત્હેને તીવ્ર વૈરાગ્યની લાગણી સંસારી સુખોના ઉપર ઉપજી હતી. વેરાગી નહોતો...હતો=વૈરાગ્ય ધારણ કરીને સંન્યાસી નહિ બનેલો હોવા છતાં અત્યારે ત્હેને સંસારના ઉપર સખ્ત વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો.

**પેરા ૯**—મહા અનર્થ=મોટી આફત; ઘણું ભુંડું. પડઘા પડતા હોય=એંધાણી મળતી હોય; સૂચન થતું હોય. જોર અજમાવે છે=ખરાબ અસર ઉપજાવે છે. ભયભીત મુદ્રાથી=બિહામણે ચહેરે; આકુળવ્યાકુળ થઈને.

**પેરા ૧૦**—વહેમ...નહોતો=વહેમ (Superstition.) ને માનતો નહતો. ભીતિ=ડર. મનની ભ્રમણા=મિથ્યા ભ્રાન્તિ; વ્યર્થ કલ્પના. ભડકતો= ડરતો; બ્હીતો.

**પૃ. ૧૨૨ પેરા ૧૧**—આકૃતિ (સં)=મુખમુદ્રા; શીકલ.

**પેરા ૧૪**—આખા શરીરમાં...ગઈ હતી=ભયને લીધે ત્હેનું આખું શરીર ત્હેબાકળું અને હોંસકોસ વિનાનું-લગભગ અચેતન-થઈ ગયું હતું. મૌન ધારણ કરી=શાંત રહીને; મુંગો રહીને.

**પેરા ૧૫**—વિકરાળ=ક્રૂર; બિહામણા. Ferocious કારમી=ભયંકર.

**પૃ. ૧૨૩**—મમતા (સં)=મ્હારાપણું; મોહમાયા. યથાવિધિ (સં, અવ્યયી ભાવ સમાસ)=વિધિપૂર્વક; બરાબર રીતસર. ભવ્ય (સં)=ભપકાદાર; રોનકદાર Magnificient. દુર્દશા (સં, **दु+दशा**=માઠી હાલત; આફત.

. **પૃ ૧૨૪; પેરા ૧૬**—પૂર્ણાહુતિ (સં, **पूर्ण+आहुति**નો કર્મધારય સમાસ)=સમાપ્તિ. અગાધ(સં)=અમાપ; ગહન. ચંદ્રરાવની...અસર થઈ=આવો ઉપદેશ સાંભળીને ચંદ્રરાવનાં મોહશોક દૂર થયા. અર્થાત્ એ તદ્દન શાંત અને ગંભીર થયો. પ્રાચીન તથા અર્વાચીન=જૂના તેમજ આધુનિક સમયનો. અભિષેક (સં,)=રાજ્યાભિષેક; Coronation. કૌરવદળ=કૌરવોનું લશ્કર. સમય પલટત તેજ ખરંતાં=તેજ (પરાક્રમ) હણાઈ જઈ સમય બદલાઇ જવાથી. મહિમા (સં,)=પ્રભાવ; બલિહારી.

**પૃ. ૧૨૫**—વેપારાર્થે આવ્યા નમતા=વેપાર કરવાની મતલબથી ખુશામત કરતા આવ્યા. સાર્વભૌમ (સં)=સર્વભૂમિની ઉપર સત્તા ધરાવનાર; ચક્રવર્તી. નરપતિ (સં, '**नर+पति**નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ નરોનો પતિ) =માણસોના ધણી; રાજા. પલકારે=પળવારમાં. નહી આપણ હાથે કાંઈ= આપણા હાથમાં કાંઈ સત્તા નથી; આપણું કાંઈ ચલણ નથી શીદ તું જાય તણાઈ?=અભિમાનથી તું કેમ ફુલાઈ જાય છે? અદ્ધર લટકી:—જીંદગીની સાર્થકતા સાધ્યા વગર ત્હારાં આ લોક અને પરલોક-એ બન્ને ભવ-બગાડશે.

**પેરા ૧૭**—મુખમુદ્રાએ તેમાં...કરાવ્યું=તારની હકીકત વાંચીને ઉપજેલો ગભરાટ ત્હેનાં મ્હોંપરથી જણાઈ આવતો હતો. પડાવ=મુકામ; છાવણી.

**પૃ. ૧૨૬ પેરા ૧૯**—શોકજનક=દીલગીરી ઉપજાવનારા; અફસોસકારક.

**પેરા ૨૦**—દિલના...જણાઈ આવે=હૃદયની લાગણીઓ બધાને જાહેર થઈ જાય. દિલ સાથે...કરવી પડી=સંયમવડે કાળજું કઠણ કરવું પડયું. પોતાની સત્તા...સ્થાપી હતી=મિત્રમનના હૃદયમાં એને માટે માનની લાગણી ઉત્પન્ન કરી હતી; વિપિને મિત્રમનના હૃદયને જીતી લીધું હતું.

**પેરા ૨૧**—તીવ્ર (સં)=તીક્ષ્ણ; પ્રબળ.

# પ્રકરણ ૧૫

**પૃ. ૧૨૭ પેરા ૧**—ગર્ભશ્રીમંત=જન્મથીજ વૈભવ વિલાસમાં ઉછરેલો; Born with a silver spoon in the mouth. ધ્યેય (સં) =જીવનનો આદર્શ. Ideal of life. સત્તા...હોય છે=ઉંચી પદવી અને અધિકાર ભોગવનારા ભાગ્યેજ વિવેકી–ઠરેલ–હોય છે. તલવારની ધાર પર રાખતો=ઘણુાજ ત્રાસભર્યા ધાકમાં રાખતો. ગમ ખાઈ સાંભળી રહેતા=મુંગે મ્હોંયે ત્હેનો મિજાસ સાંખી રહેતા. નસીબ પર હાથ દેતા=એમાં પોતાનાં પ્રારબ્ધનો દોષ સમજતા. દંભ=મિથ્યાડોળ. પ્રાધાન્ય=વધારે મુખ્ય હોવાપણું.

**પેરા ૨** નામાંકિત (સં, '**नाम+अंकित**'નો તૃતીયા તત્પુરૂષ સમાસ) =પ્રતિષ્ઠિત, પ્રખ્યાત.

**પૃ. ૧૨૮**—આતિથ્યભાવના (સં)=મહેમાનગીરીનો વિવેક; મહેમાન પ્રત્યેની ફરજની સમજ.

**પેરા ૩**—વ્યય (સં)=ખર્ચ Expense. 'જૈસેકુમિલે તેસે':—મતલબ એ છે કે જે જેવો હોય ત્હેને તેવું આવી મળે. 'શામળ મળતે મળતા ગુણમળે' એમ કવિ શામળે પણ કહ્યું છે. અંહિ આશય એવો છે કે, ગુણ લક્ષણ વગેરેમાં બન્ને એક બીજાની જોડ હતાં. અર્થાત્ ઉડાઉપણામાં બન્ને એકબીજાની હરીફાઈ કરે તેવાં–એક સરખા સ્વભાવનાં–હતાં.

**પેરા ૪**—ઈર્ષાલુ (સં)=ઈર્ષાખોર; અદેખી. સાચાં જુઠાં કરતી=નારદ કળા વાપરીને લડાવી મારતી; વાતનું વતેસર કરીને કાન ભંભેરતી. ગબ્બર= તાલેવાન; પૈસે ટકે સુખી.

**પૃ. ૧૨૯**—સંબોધન કરવામાં આવે=ઓળખવામાં આવે. સઘળાંને ......મળેજ=બધાંની વગોવણી કરીને નાહક ફજેત કરનારને પૂરેપૂરૂં પહોંચી વળીને ત્હેની એવી મિથ્યા કુથલીખોર પ્રવૃત્તિનો મદ ઉતારનારૂં આખરે કોઈ મળી આવે છે. કહેવત છે કે, 'શેરને માથે સવાશેર.' જોગ= સંજોગોની અનુકૂળતા; યોગ્ય તક. દલ્લો=પુંજી; વારસો.

**પૃ. ૧૩૦; પેરા ૬**—રંગરાવના છાંટા...નહિ=રંગરાવની સોબતનો ત્હેને ચેપ લાગ્યો નહિ; રંગરાવની ખરાબ સંગતને લીધે તે બગડયો નહિ.

બેના સ્વભાવમાં...ફેર હતો=બન્નેના સ્વભાવ એક બીજાથી તદ્દન જૂદા પડતા હતા. જોડીઓ=એકસરખા વિચાર ધરાવનારો. મૂળ બગડયું...પડયું =નાનપણની ખરાબ આદતો મોટપણમાં ભૂલાતી નથી. મૂળ પાયોજ કાચો હોય, ત્યાં ઈમારત લૂલીજ રહે છે. કહેવત છે કે પ્રાણને પ્રકૃતિ સાથેજ જાય. તદનુસાર=તેને અનુસરીને; તે મુજબ. હુંપણું=મિથ્યાભિમાન; હુંપદ. ઘસાતું= ભુંડું; નિન્દાભર્યું. વિરોધ (સં)=તકરાર; વેરાણું. અબોલા પાળ્યા=એક બીજા સાથે વાતચીતનો વહેવાર બંધ કરી દીધો.

**પેરા ૭**—એશઆરામની વૃત્તિ=સહેલ સપાટાખોર શોખીનપણું; સ્વચ્છંદી મોજીલાપણું. રંગરાવને બાજુ મુકીદે=રંગરાવના કરતાંયે વધી જાય; રંગરાવને એ વીસરાવે. સહીપણાં=દોસ્તી; સખ્ય.

**પેરા ૮**—મોં નહોતું ગમતું=ના તરફ સખ્ત કંટાળો હતો. મતલબ કે વિપિન શીરીનને આખના પાટા જેવો લાગતો હતો. વાતમાં નાંખવાનું= વાતે વળગાડીને પોતાની તરફ આકર્ષી લેવાનું.

**પૃ. ૧૩૧ પેરા ૯**—કોશ્યલો=અતડો. બેસ્તી=બનતીરાશ; સારો મેળ; દોસ્તી દાવો.

**પેરા ૧૦**—સૌને માથે પાણી ફેરવે=બધાનાં કરતાં ટપી જાય એવો કળાબાજ. ટેકો=ઉશ્કેરી આપનારું ઉત્તેજન. કોઈ પણ...નહોતા=સઘળી કુટેવોના ભંડાર રૂપ હતા; દુર્ગુણમાત્રનો ત્હેમણે ઈજારો લીધો હતો.

**પેરા ૧૧**—જાદવાસ્થળી=તોફાન પંચક; જબરૂં વાક્‌યુદ્ધ.

**પેરા ૧૨**—પૈસો=મિલ્કત. Property. ધાર્યું થયું નહિ=ધારણા નિષ્ફળ નીવડી; મતલબ પાર પડી નહિ.

**પેરા ૧૪**—લાહેરી=પતરાજી; શેખાઈ,

**પેરા ૧૫**—જમાનાનો ખાધેલો=અનુભવથી ઘડાએલો; વ્યવહાર કુશળ. આરો=ઉપાય; અર્થાત્ ગત્યંતર નહિ હોવાથી, લાચાર થઈને ભાઈને ત્યાં રહેતો હતો. ઘણી ઠોકરો ખાઈ ઘડાયો હતો=પ્રતિકૂળ સંજોગોના કડવા અનુભવ મેળવીને તે પલોટાઈને પાવરધો બન્યો હતો. ચેતવતો= ચેતવણી આપતો; સાવચેત કરતો. કુમાર્ગે=બદચાલને રસ્તે; અનીતિને રસ્તે. અર્થાત્ વહી જતાં જોઈને. પાણી મૂક્યું=સંકલ્પ કર્યો; નિશ્ચય કર્યો. દરેક

ક્રિયા કરતી વખતે સંકલ્પ કરીને પાણી મુકાય છે, પરંતુ 'પાણી મૂકવું' એ અમુક ન કરવાની પ્રતિજ્ઞા લેવાનાજ અર્થમાંજ રૂઢ થઈ ગયું છે.

**પેરા ૧૬**—વાત......હતી=બાજી બગડી ગઈ હતી; મામલો વિફરી ગયો હતો. ખૂણે બેસી બબડનાર = દૂર રહ્યો રહ્યો પોતાની નાપસંદગી બતાવનાર. કળવળી=નીરાંત થઈ. સહાયભૂત (સં)=સહાય તરીકે થઇ પડેલો એવો; મદદગાર. આંજી નાંખતો = છક કરી નાંખતો; પીગળાવી નાંખતો; પોતાના પ્રત્યે આકર્ષી લેતો. હથેલીમાં......નહિ=ધૂળ ઉડતી હોય ત્યાં સો વાંસ પાણી બતાવવા જેવી ડીંગ મારીને સૌ કોઇને આબાદ છેતરતો; દરેક જણના ઉપર ધારેલી અસર ઉપજાવવાને બનતો પ્રયાસ કર્યા વિના રહેતો નહિ. ડહોળ્યું હોય=ધાડમારી હોય; મોટો પુરુષાર્થ કર્યો હોય. તદ્વિદ (સં, **तद्+विद्**નો ઉપપદ સમાસ)=તેને જાણનારો;તત્વવેત્તા. એવી રીતે=એવી છટાથી.

**પૃ. ૧૩૩; પેરા ૧૭**—કમ્પેનીયન=જોડીયો; સહચરી. અણુરાગ= અણગમો; તિરસ્કાર. બાધ (સં)=હરકત; વાંધો.

**પેરા ૧૮**—નજર=બદદાનત. છટા=રૂઆબ; દોરદમામ. આભેદ... હતી=આ વાતનું રહસ્ય તે કળી ગઈ હતી.

**પૃ. ૧૩૪**—વાક્ચાતુર્ય (સં, **वाक्+चातुर्य**નો સપ્તમી તત્પુરૂષ સમાસ વાક્માં ચાતુર્ય)=બોલવાની સફાઈ; છટાદાર વાતચીતથી સામાને આંજી નાંખવાની કળા;

**પેરા ૧૯**—સ્વાર્થીવૃત્તિ (સં)=મતલબીઆ દાનત; સ્વાર્થપરાયણતા. સમસ્યામાં (સં)=સાંકેતિક ભાષામાં, મોભમપણે. લાંબીટુંકી કરી નહિ=ટુંકેથી પતાવ્યું; બહુ બોલ્યો નહિ. ધર ધાલ્યું હતું=ધર બગાડયું હતું. નિરંકુશ (સં, **निः+अंकुश** બહુવ્રીહિ)=જેમાંથી અંકુશ જતો રહ્યો છે એવો; સ્વચ્છંદી. ગતાગમ=સૂઝ; ઉકેલ. અવનતિને પંથે=અધોગતિને રસ્તે.

**પૃ. ૧૩૫; પેરા ૨૦**—લાઇલાજ (ફા)=નિરૂપાય; લાચાર. ઘોડેસ્વાર =સત્તા ચલાવનારી. બેહૂદું=અવળું; ઢંગધડા વગરનું.

**પેરા ૨૧**—ત્રિયારાજ=બૈરાઓનું રાજ્ય. **ब्रह्मसत्यं जगन्मिथ्या** :—આ જગત્ જૂઠું છે- બ્રહ્મજ સાચી વસ્તુ છે; એ વેદાંતનો મુખ્ય સિદ્ધાંત છે, અંહિ એનો અર્થ એવો છે કે ઇશ્વરનું નામ લઈને બેસી રહેવું અને સંસારના વૈભવ માત્રને છોડી દેવા.

---

## પ્રકરણ ૧૬

**પૃ. ૧૩૬; પેરા ૧**—વૈષ્ણવ સંપ્રદાય=પંચાયતન દેવોમાં વિષ્ણુને ઈષ્ટ દેવ માનનારો પંથ. જોહાકી=જબરદસ્તી; સત્તાનો ત્રાસ.

**પેરા ૨**—એકાંતવાસ (સં)=વસતિવિનાના નિર્જન સ્થાનમાં વસવું તે. કોલાહલ (સં)=ધાંધલ ભર્યો ઘોંઘાટ. કૃત્રિમ (સં)=બિનકુદરતી; બનાવટી. Artificial. કુદરત ખીલીને...તણાવે=સૃષ્ટિ સૌન્દર્યનો પૂર બ્હારમાં વિકાસ થવાથી અવર્ણનીય આનંદ અનુભવીને હૃદય તૃપ્ત થાય. કુદરતને ઢાંકવા=કુદરતની શોભાને ઝાંખી પાડવા ખાતર. વિધાતા (સં)=પ્રારબ્ધ; નસીબ અર્થાત્ કુદરત અગર ઈશ્વર. નિર્માણ કર્યું હોય==સર્જ્યું હોય; નક્કી કર્યું હોય.

**પૃ. ૧૩૭; પેરા ૪**—મહાઉલટમાં=ઘણા ઉમંગમાં. મતલબ કે હરખઘેલો થઈ ગયો હતો. વધામણી ખાઉં=ખુશખબર કહું.

**પેરા ૫**—બારીકપણું=ઝીણુંપોત. સફાઇભિરી કુમાશ. પ્રદર્શિત કરવા=પ્રદર્શન કરવાને; દેખાડો કરવા ખાતર. યથાસ્થિત (સં, અવ્યય)=યથાયોગ્ય; આબેહુબ. ભારે=મુશ્કેલ; અશક્ય. લજ્જારહિત, (સં, તૃતીયા તત્પુરૂષ સમાસ)=નિર્લજ્જ; બેશરમ. વક્ષઃ સ્થળ (સં)=છાતીનો ભાગ. આકર્ષકતા (સં, ભાવવાચકનામ)=આકર્ષણ (ખેંચાણ) કરવાનો ગુણ; મોહકપણું.

**પેરા ૬**—વિનોદમાં ઉતરતી હતી=મજાક મશ્કરીની વાતો કરતી હતી.

**પૃ. ૧૩૮, પેરા ૭**—વલખાં મારૂં છું=તલસું છું; અધીરો થાઉં છું.

**પેરા ૧૨**—માહાત્મ્ય (સં, **મહાત્મન્**નું ભાવવાચકનામ)= મોટાપણું; મહિમા; પ્રભાવ.

**પેરા ૧૩**—એપોઈન્ટમેન્ટ=અગત્યનાં કામસર રોકાણ. Engagement

**પેરા ૧૬**—ઉગ્ર સ્વરૂપ (સં)=ભયંકર દાહકપણું. સાપ ગયા ને લીસોટા રહ્યા=મૂળ વસ્તુનો નાશ થઈ ગયો છે, અને હવે સ્મરણ વગેરે નિશાનીઓમાં તેનું અસ્તિત્વ રહ્યું છે. જેમ સાપના જેવા આકારના લીસોટા ઉપરથીજ આપણને ભાન થાય છે કે આ ઠેકાણે અસલ સાપ આવી ગયો હશે, તેવુંજ યૌગિકપરથી લાક્ષણિક અર્થમાં સમજવું.

**પૃ. ૧૩૯; પેરા ૧૮**—કટાણું=કચવાટભર્યું; ખેદયુક્ત.

**પેરા ૨૧**—આડે માર્ગે ઉતરવાનું=અનીતિને માર્ગે ઘસડાઈ જવાનું. નિર્ણય (સં, निर्+नी=ઠરાવ કરવો)=નિકાલ; અનુમાન. Conclusion. મનમાંજ રાખતો=ગુપ્ત રહેવા દેતો; જાહેર કરતો નહિ.

**પેરા ૨૭**—અભ્યાસ ક્રમ (સં, अभ्यास+क्रमનો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=અભ્યાસનું ધોરણ. Course of study. દાદલે=કાળજી ભર્યું લક્ષ આપે; ભાવ પૂછે.

**પૃ. ૧૪૦**—દમ નીકળી જાય છે=કાયર થઈ જાય છે; ઘણી મુસીબત વેઠવી પડે છે. ભલું=કલ્યાણ; શ્રેય.

**પેરા ૨૯**—માંખ મારે છે=આજીવિકાનું સાધન મેળવી શકતા નથી; બેકાર સ્થિતિ ભોગવે છે. વેડરી નાંખે છે=ઉડાવી મારે છે; વગર વિચારે ખર્ચી નાંખે છે. ભાગ્ય ખોલ્યું= કલ્યાણ કર્યું; ઉદ્ધાર કર્યો. ભપકાભારી અને ખીસાખાલી=કંગાલ હાલતમાં પણ નાહક પતરાજી કરે છે. આની સાથે સરખાવો 'ખાલી ચણો વાગે ઘણો' એ કહેવત. વિજ્ઞાનશાસ્ત્ર= Science. નિષ્ફળ થવાય=મહેનત ફ્રુટી પડે. પ્રયોગો (સં, 'प्र+युज्=To employ' એ ધાતુપરથી)=અખ્તરા. Experiments. મૂળમુદ્દો=ખાસ હેતુ.

**પેરા ૩૦**—આકાશે...માંડયો હતો=ઝીક ટપકી જેવા પ્રકાશમાન તારાઓથી આકાશ ચળકી રહ્યું હતું. અલબત્ત તારાઓના ઝુમખાના એ ચળકાટને લીધે આકાશે તેજસ્વી સાળુ પહેર્યાની અંહિ ઉત્પ્રેક્ષા કરી છે. ખોખરૂં=જર્જરિત. ફારગ કરવા=આસાએશ આપવા; નિવૃત્ત કરવા.

---

## પ્રકરણ ૧૭

**પૃ. ૧૪૧; પેરા ૧**—વિદ્યાર્થી જીવન (સં, विद्यार्थी+जीवनનો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=વિદ્યા એજ જેની મતલબ છે એવા-શિષ્ય-ની વિદ્યાભ્યાસની કારકિર્દી.

**પેરા ૨**—શિક્ષણ (સં, 'शिक्ष्=શીખવવું' એ ધાતુ પરથી)=કેળવણી. Education. પશ્ચિમનાં પ્રવાહો=હિન્દુધર્મથી ભિન્ન-ખાસ કરીને ખ્રીસ્તી

ધર્મનાં વ્યાખ્યાનો. ફરજીયાત હાજર...લેખતો=ફરજ તરીકે હાજરી આપીને એવાં વ્યાખ્યાનોમાં સામેલ થવું એને મન અત્યંત સંતાપકારક–આપસમાન દુઃખદાયકભાસતું. વ્યક્તિ સ્વાતંત્ર્યની ભારી વ્યાખ્યા આપનાર=સ્વતંત્રતા વાદની નાહક મિથ્યા ડંફાસ મારનારા. અર્થાત્ કાંઈ પણ સફલ કે સક્રિય કામ કર્યા વગર સ્વતંત્રતાનાં સિદ્ધાંતનો લવારો કરનારા. અંતર્ભાવનાની વિરૂદ્ધ ચાલતા નથી=હમારા મત (સિદ્ધાંત)નું હમારા હાથેજ ખંડન કરતા નથી. મતલબકે અંતઃકરણના અવાજને ઓળખીને હમારા સિદ્ધાંત મુજબજ વર્ત્તીએ છીએ. મૂંગે મ્હોંએ=કાંઈપણ વાંધો દર્શાવ્યા વગર; વગર આનાકાનીએ. દયાજનક (સં)=દયામણી; શોચનીય. શિક્ષણ પદ્ધતિ (સં) **शिक्षण+पद्धति**નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=શીખવવાની રીત; કેળવણી આપવાની ઢબ. હાસ્યજનક (સં)=હાસ્ય ઉત્પન્ન કરે તેવી–તુચ્છ; ફજેતી ભરી. હાડોહાડ વિરૂદ્ધ હતો=તદ્દન નાપસંદગી દર્શાવતો હતો; ખરા અંતઃકરણથી ધિક્કારતો હતો.

**પેરા ૩**—રેલમછેલ કરતા=પાણીના રેલાની પેઠે વેડફી નાંખતા.

**પૃ. ૧૪૨**—સંગતિદોષ (સં, '**संगति+दोष**'નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)= સહવાસની માઠી અસર. અર્થાત્ કુસંગનો ચેપ. સંપત્તિ (સં)=પૈસા સંબંધી સ્થિતિ.

**પેરા ૪**—અભાવ (સં)=અણગમો; અપ્રીતિ. સદ્દભાવનાં ચિન્હ તરીકે=ઉચ્ચ આશયનાં સ્મારકરૂપ. સદ્દભાવ બતાવવા=પૂજ્યભાવ પ્રદર્શિત કરવા; માનની લાગણી દર્શાવવા. આચરણ (સં. **आ+चर्** ઉપરથી)= વર્તન; કૃત્ય. પગથીઉં ચડવા=લક્ષણ ધારણ કરવા.

**પેરા ૫**—દિગ્દર્શન (સં, '**दिग्+दर्शन**'નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)= સામાન્ય વિવેચન. ત્રુટીઓ=ખામીઓ; દોષો. લિપિ=મૂળાક્ષરો. Alphabets; લખવાની પદ્ધતિ. માતૃભાષા (સં)=આપણે પોતે જે ભાષા બોલતા હોઈએ તે. જેમકે આપણી માતૃભાષા ગુજરાતી છે. વિવાદ (સં)=ચર્ચા. Discussion. સમાલોચના=સમીક્ષા; ટીકા. ઉપમંડળો=નાનાં મંડળો.

**પૃ. ૧૪૩**—ઉત્સાહપૂર્વક (સં)=હોંસભેર.

**પેરા ૬**—વર્ણભેદ તરફ...જોતું=કોમી ભેદભાવની ઉપેક્ષા કરતું. અર્થાત્ સઘળી વર્ણોને એકાકાર કરવાની ઇચ્છા ધરાવતું. કઢંગા=ઢંગધડા વગરના;

એહુદ્દા. પ્રગતિ (સ)=Progress; ઉન્નતિ. સહાનુભૂતિ (સં, **सह+अनुभूति**)= દીલસોઝી. Sympathy. ઇતર (સં,)=બીજાં. મોંઘું=શોખીન; ખર્ચાળ. 'સુધારક' પવન=સુધારાના વિચારો; સંસ્કૃતિનું વાતાવરણ.

**પેરા ૭**—યુગાત્મા (સં, **युग+आत्मा**નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)= જમાનાની નવીન શક્તિ; પ્રગતિકારક આદર્શોની પ્રવૃત્તિ.

**પૃ. ૧૪૪; પેરા ૮**—ભારતી=સરસ્વતી દેવી; વિદ્યાભ્યાસ. ભારતમાતા= માતૃભૂમિ. સંસ્કારિતા (સં)=સંસ્કારી સત્વગુણી વલણ; સાત્વિક લક્ષણો. સેવાભાવના (સં)=સ્વદેશસેવાની લાગણી; દેશભક્તિનો આદર્શ.

**પેરા ૯**—પદવીદાન (સં)='બી. એ,' 'એમ. એ' વગેરે ડીગ્રીઓ અર્પવાનું કામ. પ્રમાણપત્ર (સં)=લાયકાતનું સર્ટિફિકેટ. સરકારના હાથમાં રમકડું=સરકારની મનસ્વી ઇચ્છા મુજબ વર્તનારૂં. પ્રજાજીવન=Public life. જનસમાજની સામાજીક સ્થિતિ. દલીલો=રદીઆ; મતો. Arguments. પરત્વે=ના સંબંધમાં. જરીપુરાણી=જૂનાજમાનાની; સ્રજનજૂની. પિષ્ટપેષણ (સં, **पिष्ट+पेषण**નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=ખાંડેલાં ને ખાંડવું તે; એકની એક બાબતનું ફરીફરી પિંજણ કરવું તે; ચર્વિતચર્વણ.

**પેરા ૧૦**—રોકડા=પાધરા; બોલતા બંધ કરે તેવા. ખેલ=ભાષણનો તમાશો. પડદો પડયો=સમાપ્ત થયો. ભાવી નાગરિકો (સં)=ભવિષ્યના શહેરીઓ. Future citizens. કિરણરૂપ=સ્મારક ચિહ્નસમા. ઉગતા=ખીલતા; ઉછરતા.

**પેરા ૧૧**—વિદ્યાસંપન્ન (સં, **विद्या+संपन्न**નો તૃતીયા તત્પુરૂષ સમાસ)=વિદ્યા જેણે સંપાદન કરી છે એવો; સુશિક્ષિત. સ્નાતક (સ)= ગુરૂપાસેથી જ્ઞાન સંપાદન કરીને જેણે પોતાનો બ્રહ્મચર્યાશ્રમ સમાપ્ત કર્યો છે એવો બ્રાહ્મણ; વિદ્વાન. પ્રાધાન્ય (સં)=મુખ્ય સ્થાન; પ્રધાનપદ. ઓતપ્રોત (સં)=એકમત; એકાગ્રપણે તલ્લીન.

## પ્રકરણ ૧૮

**પૃ. ૧૪૫**—નૂર (ફા)=ગૌરવ; તેજ.

**પેરા ૧**—મહિમા (સં)=મહત્વ; જરૂરિયાત. સુવર્ણઓપ=સોનાનો ઢોળ. લેલેમજનું=માંઇકાંકલાં; નબળાં પોચાં.

**પેરા ૨**—છાતી કાઢી=હિંમતભેર. વક્રાકૃતિ (સં, '**वक्र+आकृति**'નો કર્મધારય સમાસ)=વાંકો આકાર A curve shape,

**પૃ. ૧૪૬ પેરા ૩**—કળાના અવશિષ્ટ નમુના=ઉચ્છિન્ન થતાં બચી ગએલા હુન્નરના પુરાવા તરીકે; જળવાઈ રહેલી કારીગિરીનાં પ્રમાણ તરીકે. ગલીચી=ગંદકી; દુર્ગન્ધ.

**પેરા ૪**—ભાવિકવૃત્તિ=ધર્મનિષ્ઠ વલણ; ધર્મપરાયણતા. અધર્મ (સં) કર્મ=ધર્મ-પુણ્યકર્મ-નહિ તે; પાપાચરણ. જાસુસો=Spies.

**પેરા ૫**—સમસ્ત (સં)=સઘળી; તમામ. થોડું કરે ઘણું માની લેવું= પોતાના પર થએલા ઉપકારની ગુણગ્રાહી વૃત્તિથી કદર પીછાનવી.

**પૃ ૧૪૭**—પ્રાથમિક કેળવણી=બાળવર્ગની—શરૂઆતની કેળવણી; Primary Education. ફરજીયાત=અનિવાર્ય અગત્યની;Compulsory. સલાહકાર=મંત્રી; મસલત કરનાર. મસલત=મન્ત્રણા; સલાહ.

**પેરા ૬**—સર્વાનુમતે (સં **सर्व+अनुमत**)=સઘળાની પસંદગીથી; એકમત થઈને. બોજે=પરવડે; ફાવે. વંશજો (સં)=વંશમાં જન્મેલા; ઓલાદ. રાજ્યબીજ (સં, **राज्य+बीज**)=રાજ્યપદનાં કારણરૂપ; અર્થાત્ શૌર્યવીર્ય સંપન્ન એવું ક્ષાત્ર તેજ ધરાવનારા. નેવનાં પાણી મોભે ગયલાં કહેવાય= નેવનાં પાણી કદી મોભે જઈ શકતાં નહિ હોવાથી અશક્ય તેમજ અતર્ક્ય પરિસ્થિતિના સંબંધમાં આ કહેવત વપરાય છે. અર્થાત્ એતો વિપરીત થયું એમજ કહેવાય. રામરાજ્ય (સં, **राम+राज्य**નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)= રામચંદ્રના જેવું ન્યાયી રાજ્ય; અદલ ઇન્સાફી રાજ્ય.

**પૃ ૧૪૮ પેરા૭**—રજપૂતાઈ રંડાઈ છે=અસલના ક્ષત્રિયોના જેવું ક્ષાત્રતેજ હાલના ક્ષત્રિયોમાં નહિ રહેલું હોવાથી રજપૂતાઈ અર્થાત્ ક્ષાત્ર

તેજને રંડાપો પ્રાપ્ત થયો છે એમ કહ્યું છે. મતલબકે ક્ષત્રિયો પરાક્રમ હીણા થઈ ગયા છે.

પેરા ૮—અમોલા=અમૂલ્ય; ઘણાજ કીંમતી—અર્થાત્ સારામાં સારા. લાંછન=ખુટ્ટો, એબ.

પેરા ૯—ધર્મ (સં)=ફરજ; કર્ત્તવ્ય. Duty.

પૃ ૧૪૯—મતપણ એક હતા-બન્ને એકસરખા વિચારના હતા. વયોવૃદ્ધ (સં, વયઃ+વૃદ્ધનો તૃતીયા તત્પુરૂષ સમાસ)=ઉમ્મરે મોટા; જઈફ. પક્ષાપક્ષી=વ્હેરોવંચો; ભિન્નભાવભર્યો પક્ષપાત. જ્ઞાતિભેદ (સં)=ન્યાત જાતનો ભેદ; ઉંચનીચનો પક્ષપાત. છચોક=જાહેરમાં; પ્રકટરીતે.

પેરા ૧૦—તાત્કાલિક (સં)=તાબડતોબ. કુલઅખત્યાર=સર્વતંત્ર સત્તા. પાર ઉતરતું નથી=સફળ થતું નથી; નિષ્ફળ નીવડે છે. મન દઈને=ખરા અંતઃકરણથી; શુદ્ધનિષ્ઠાથી. અંધેર=અંધાધુંધી; ગેરવ્યવસ્થા.

પેરા ૧૧—સમક્ષ (સં) રૂબરૂ; ના દેખતાં. છિદ્ર ઉઘાડાં પડે=દૂષણ જાહેર થઈ જાય; પોલ ખુલી જાય. ગુપ્ત=ખાનગી. Private.

પૃ. ૧૫૦ પેરા ૧૨—રૂખ્સત (ફા)=રજા. તહોમતદાર=આરોપી; Accused. દસ્તુર=રિવાજ; શિરસ્તો.

પેરા ૧૩—દૂષિત (સં)=દોષપાત્ર; ગુનેહગાર.

પેરા ૧૪—મોં કરી=દેખાવ કરીને.

પૃ. ૧૫૧; પેરા ૧૭—ચારિત્ર (સં)=સારી ચાલચલગત; સુચરિત. છાની ચિકિત્સા=જાસુસ વગેરે મારફતની ખાનગી તપાસ; ગુપ્ત જાસુસી કળા. અંગ=લક્ષણો. પાટનગર=રાજધાની. Capital.

પેરા ૧૮—તુમારો=રીપોર્ટ. મતભેદ (સં)=વિરોધ. વિવાદમાં ઉતરતા=ચર્ચા કરતા; પોતાની દલીલ સમજાવતા. ગ્રહણ કરવા જેવું=સ્વીકારવા જેવું; કબૂલ કરવા જેવું.

પૃ. ૧૧૮; પેરા ૨૨—લટકસલામ...સંબંધ=ખપપૂરતો નછૂટકાનોજ વ્યવહાર. બહુમાનની લાગણી=પૂજ્યભાવ; સન્માનની વૃત્તિ. દાખલો બેસાડયો હતો=દૃષ્ટાંત પૂરૂં પાડયું હતું.

**પૃ. ૧૫૩**—ઈશારત=સૂચના. હકૂમત=ઓદ્ધાનો ચાર્જ; અધિકાર.

**પેરા ૨૩**—દેવલોક પામ્યો=સ્વર્ગવાસી થયો; મરણ પામ્યો. અનિશ્ચિત (સં)=અચોક્કસ. કામચલાઉ=Temporary; હવેજી. અસંતોષ (સં)=કચવાટ; Discontent.

**પેરા ૨૪**—મોટો ઉત્સવ=સમારંભ; જાહેર તહેવારનો માંગલિક પ્રસંગ.

**પૃ. ૧૫૪**—અશ્રદ્ધાળુ (સં)=શ્રદ્ધાવિનાના; નાસ્તિક. યથાવિધિ (સં, અવ્યયી ભાવ સમાસ)=વિધિને અનુસરીને; વિધિપૂર્વક. હર્ષ માયો નહિ=ઘણા હરખઘેલા થઈ ગયા. વિદ્યાનો વાસ હતો=વિદ્યાસંપન્ન હતા; વિદ્વત્તા વિનાના ન્હોતા. ગર્જના (સં)=પોકાર.

**પેરા ૨૬**—બ્રાહ્મણત્વ (સં, ભાવવાચક નામ)=બ્રાહ્મણનાં લક્ષણ અથવા ગુણ કર્મ; બ્રાહ્મણપણાંના સારા સંસ્કાર. નિંદકો (સં)=નિન્દા કરનારા. Slanderers.

**પેરા ૨૭**—આભૂષણ ધારણ કરી=ઘરેણાં પહેરીને. પ્રયાણ (સં, **प्र+या** to go)=ગમન; જવું તે.

**પૃ. ૧૫૫**—સારી સ્થિતિમાં આણ્યું હતું=સમરાવીને સુધાર્યું હતું. જળાધારી=મહાદેવની આજુબાજુ ગોળ આકારની પાણી પસાર થવાની યોજના.

**પેરા ૨૯**—વીરાસન=વીર પુરૂષને છાજે એવી ઢબની બેઠક.

**પેરા ૩૦**—નરવર (સં, '**नर+वर**'નો સપ્તમી તત્પુરૂષ સમાસ)=માણસોને વિષે શ્રેષ્ઠ; નરરત્ન. મુજરો=શિષ્ટાચાર પ્રમાણે નમન.

**પેરા ૩૧**—હાવભાવ=અભિનય; Gesticulations. મર્મ=સાંકેતિક રહસ્ય; ભાવાર્થ.

**પૃ. ૧૫૬**—છાતી=હિંમત. ઝમઝમાટ=રૂમઝુમ અવાજ.

**પેરા ૩૨**—દિવાનગીરી=પ્રધાનપદ. ગરજસરી કે વૈદવેરી=રોગ મટી ગયા બાદ દરદીને વૈદ્યના ઉપકારની કાંઈ પણ કદર કે પરવા રહેતી નથી. સ્વાર્થી મનુષ્યોનાં સંબંધમાં આ કહેવત લાગુ પડે છે. તેઓ હંમેશાં પોતાના સ્વાર્થ પૂરતોજ સંબંધ રાખે છે, તેથી પોતાનો સ્વાર્થ પૂરો થતાં અથવા સ્વાર્થને કાંઈ હાનિ પહોંચતાં જ વેગળુ કડવું કરી નાંખે છે.

'ગાજરની પીપી જ્યાં લગી વાગી ત્યાં સુધી વગાડી નહિતર પછી કરડી ખાતાં શી વાર ?' એ કહેવત આની સાથે સરખાવવા જેવી છે. દિલ દુભવશોના=જીવ બાળશો નહિ; જીવને સંતાપ-કચવાટ-કરાવશો નહિ. ન કરે નારાયણને=અર્થાત્ ઈશ્વર તો પ્રાણી માત્રનો પિતા હોવાથી પોતાના કોઈ પણ સંતાનને દુઃખ થાય એવી એની કોઈપણ પ્રવૃત્તિ હોયજ નહિ પરંતુ પોતાનાં કર્મનાં ફળ તરીકે મનુષ્ય ભાગ્યવિપ્લવથી આફતમાં ફસાઇ પડે-અંહિ ઉંચી પદવી ખોઈ બેસે. હાકેમી=અમલદારી; ઉચ્ચ અધિકારનો હોદ્દો. સદ્વર્ત્તન (સં '**सद्+वर्तन**'નો કર્મધારય સમાસ)=સલુકાઇભરી વર્ત્તણૂંક; સાલસાઈ; સૌજન્ય. આશીર્વાદ=આશિષ; શુભેચ્છા; દુવા. આંખ આગળ= સ્મરણ પટમાં તાજાં; યાદદાસ્તમાં કોતરાઈ રહેલાં.

**પેરા ૩૩**—સરપાવ=બક્ષિસ; ઈનામ.

**પેરા ૩૪**—ધન્યવાદ (સં)=અભિનંદન; મુબારકબાદી. Congratulation.

---

## પ્રકરણ ૧૯

**પૃ. ૧૫૮**—ખાલી=મિથ્યા; વ્યર્થ. દોરદમામ=બાહ્ય આડંબર. ડંફાસ= મિથ્યા પતરાજી. સત્યાનાશ=સર્વનાશ; પાયમાલી.

**પેરા ૧**—બહિષ્કાર કરવો=અલગ કરી દેવું; દેશવટો દેવો. અલભ્ય લાભ (સં)=નહિ મળી શકે એવો અપૂર્વ લાભ. પાર્ટી=ખાનપાન સાથેના જાહેર મેળાવડા. હર્ષની રેલમાં =હૃદયને વિષે ઉછળી રહેલા અતિશય આનંદને લીધે; આનંદોર્મિમાં ધસડાવાથી.

**પેરા ૨**—અખબાર=સમાચારપત્ર; વર્ત્તમાનપત્ર. Newspaper.

**પૃ. ૧૫૯**—ખુલ્લા દિલથી=નિખાલસપણે; સહૃદયતાથી. આપ્તમંડળ =મુરબ્બી શિષ્ટ વર્ગ.

**પેરા ૪**—સાતમા આસમાનમાં બેસાડે એવું=અતિશયોક્તિભર્યું; હદથી ઝાઝાં વખાણ કરનારૂં. માનપત્ર=જાહેર રીતે પ્રશંસા કરનારૂં પ્રમાણ

પત્ર. હવે ચડશો=વગોવાશો; નિંદાનો ભોગ થશો. દુરાગ્રહી (સં, दुः+ आग्रही)=મિથ્યાભિમાનનો મમત કરનારો; નાહક મિથ્યા જીદ કરનારો. લોકાપવાદ (સં, '**लोक+अपवाद**'નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=જાહેર નિન્દા; Public censure. ફકરો=Paragraph. આશય (સં,)=હેતુ; મુદ્દો.

**પૃ. ૧૬૦; પેરા ૭**—મારૂં નામ રાખશે=પોતાનાં સારાં કૃત્યોથી સારી નામના મેળવીને મ્હારી પ્રતિષ્ઠાને વધારે ઉજ્જવલ કરશે. વગ=Influence.

**પેરા ૮**—જતું કરવું=ગુમાવવું. સ્ત્રી હઠ=સ્ત્રીનો દુરાગ્રહ ભર્યો વિરોધ. કળા=ખુબી; ખુબી ભરેલી કૃતિ.

**પેરા ૯**—પરાક્રમો=બહાદૂરીનાં કામ; મહાન્ કાર્યો.

**પૃ. ૧૬૧**—આડે આવતો નહિ=ડખલ કરતો નહિ; સામે થતો નહિ.

**પેરા ૧૦**—મનગમતી છૂટ=યથેષ્ટ, સ્વચ્છંદી સ્વતંત્રતા; નિરંકુશ સ્વાતંત્ર્ય. ફાવટ આવશે=અનુકૂળ-સુગમ-થઈ પડશે. મલકાઈ જતું હતું=ખુશખુશાલ થઈ જતું હતું; કૃતાર્થતા અનુભવતું હતું.

**પેરા ૧૧**—ધર્મી=ધર્મનિષ્ઠ; ધાર્મિક. અધર્મી=ધર્મવિરોધી; પાપી.

**પેરા ૧૨**—આચાર (સં)=વર્ણાશ્રમ ધર્મને અનુસરતાં આચરણ; જૂના વિચારના હિન્દુઓના રીતરિવાજ. ફળપ્રાપ્તિ (સં, '**फल+प्राप्ति**'નો ષષ્ઠી તત્પુરુષ સમાસ)=ફળનુંપ્રાપ્ત થવું; નિષ્કર્ષ; સાર.

**પેરા ૧૫**—કોરે મુકી દે=ના કરતાં વધી જાય; ને ટપી જાય અથવા વિસરાવી દે. આડખીલી=અંતરાય; ડખલ. કંટક (સં)='કાંટો' એ યૌગિક અર્થ ઉપરથી 'કાંટાની ગરજ સારનાર' અર્થાત્ આડખીલીની પેઠે ડખલ કરનાર, એમ લાક્ષણિક અર્થમાં સમજવું. નાનીસુની=જેવી તેવી; મતલબ કે, અસાધારણ. નજર જવાની નહિ=ધ્યાન ખેંચાશે નહિ; દુર્લક્ષ થશે.

**પૃ. ૧૬૨; પેરા ૧૬**—પ્રતિબંધ (સં)=ડખલ; અંતરાય. ઈશ્વરેચ્છા (સં, **ईश्वर+इच्छा**નો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=ઈશ્વરની ઈચ્છા; દૈવની ગતિ.

પેરા ૧૭—પ્રફુલ્લનયને (સં.)=વિકસેલી આંખોએ હરખાતો હરખાતો. (કેમકે, માણસનું હૃદય જ્યારે હર્ષથી ઉભરાઈ જાય છે, ત્યારે હેની આંખો વિકસેછે.) ધારેલો અર્થ=ખાસ મતલબ; મનોરથ; મનસુબો. બાજી=યુક્તિ; કળા. પોબાર પાડવા માટે=મનોરથ સફળ કરવા માટે; યુક્તિને પાર પાડવા ખાતર. ફુલાતો=મગરૂરીભેર મલકાતો. વિલાસભવન (સં, ચતુર્થી તત્પુરુષ સમાસ)=મોજમજાહમાટેનું મથક; એશઆરામ કરવાની જગ્યા.

પેરા ૧૯—સ્વધર્મ (સં)=પોતાનો ધર્મ,–અર્થાત્ સનાતન હિન્દુ ધર્મ. સ્વદેશાભિમાન (સં, 'સ્વદેશ+અભિમાન'નો ચતુર્થી તત્પુરૂષ સમાસ.)= પોતાના દેશ માટેની શ્રદ્ધાભક્તિ; દેશનાં ગૌરવને ખાતર માનની લાગણી. પોથીમાંનાં રીંગણાં=પુસ્તકમાં લખેલી બાબતો ઘણીવાર અશ્રદ્ધાથી અગર કેવળ વાંચવાનાં વ્યસનને ખાતર વાંચી જવામાં આવે છે. એથી તેનાં તત્વનાં યથાર્થ રહસ્યની સચોટ અસર નહિ થતી હોવાથી જીવનના આદર્શો ઘડાય તથા સંસ્કારી ભાવો સતેજ થાય તેવી પ્રેરણા પૂરી પડવાને બદલે 'શેઠની શીખામણ ઝાંપા સુધી' જેવુંજ થાય છે. મતલબ કે પુસ્તકના ઉપદેશને અનુભવમાં ઉતારવાની તસ્દી લેવાને બદલે જેઓ તેનાથી છચોક વિરૂદ્ધ વર્તે છે, તેઓને માટે આ કહેવત વપરાય છે. ગત=દશા; હાલત. મીઠા મધ જેવા=મ્હોંએથી સાકર પીરસનાર; પ્રિયવાદી. કાલાગેલા=ભોળપણનો ડોળ કરનારા; કૃત્રિમ સલુકાઈ બતાવનારા.

પૃ. ૧૬૩—રંગ ઉડાવીશું=લ્હેર કરીશું. રંગ વડે ભપકો આવે છે તેથી વૈભવભર્યો ઠાઠમાઠ રાખીશું એવો અર્થ સમજવો. ચમન=મોજશોખ; શૃંગારરસ.

પેરા ૨૧—દમ=ચેતન; જોમ. (કેમકે, દમ હોય ત્યાંસુધી મનુષ્યનામાં ચેતન રહે છે.) ઉપવાસ=Fast. વ્રત વગેરેને ખાતર અન્ન, જળ વગેરે તજીને ઇંદ્રિયોનો સંયમ કરવો તે.

પેરા ૨૨—મોં રાખતા=દેખાવ-ડોળ-કરતા.

પેરા ૨૩—કામવાળા=ઉદ્યોગી. Busy.

પૃ. ૧૬૪; પેરા ૨૪—હરકોઈના મનમાં હતું=દરેક જણની એવી સમજ હતી. મગજનો ધુમાડો=તુમાખીખોર તમરી; મિજાસી દોરદમામ.

અપશબ્દ (સં)=ભુંડો શબ્દ; ગાલિપ્રદાન. Slang words. ઉંધું વેતર્યું=ઓડનું ચોડ કરી નાંખ્યું; કાંઈક ભૂલથાપ કરી. સળી ભાંગીને બે કરે=સહજ પણ તસ્દી લે. તાણ=અછત; તોટો. કીસબી=કળાબાજ; ઘણો પાવરધો

**પેરા ૨૫**—પ્રફુલ્લભવનમાં=પ્રફુલ્લનાં મકાનમાં-શયનગૃહમાં.

**પૃ. ૧૬૫; પેરા ૨૬**—આચકો=સંકોચ. આડકતરી=ગર્ભિત રીતે સૂચવેલી; Indirect

**પેરા ૨૭**—કુરસ્તે=અનીતિને માર્ગે. તેમનાં કૃત્ય ઉપર પડદો નાંખી =તેમનાં પાપકર્મને આટલેથીજ પડતાં મુકીને અથવા વિસારે પાડીને.

**પૃ. ૧૬૬; પેરા ૨૯**—આરાધના (સં.)=ભક્તિ; ઉપાસના.

**પેરા ૩૦**—ઘેર કરવાની=હોલવવાની; બુઝાવવાની.To extinguish.

**પેરા ૩૧**—સ્વર્ગનું સુખ=અનુપમ અવિનાશી સુખ. કેમકે સ્વર્ગીય સુખમાં દુઃખનો અંશ સરખો પણ હોતો નથી તેમજ તે કાયમને માટે ટકી રહે છે. સમીપ (સં, અવ્યય)=નજીક; પાસે. અર્થાત્ એને એમ ભાસ્યું કે ક્ષણવારમાં હું કૃતાર્થ (ન્યાલ) થઈ જઈશ.

**પૃ. ૧૬૭**—સ્વપ્નમાં પૂલ બાંધતો હતો=હવાઇ કિલ્લા ચણતો હતો; શેખચલ્લીના જેવા તુરંગો રચતો હતો. સફાળો=ફાળભર્યો; ધ્રાસકાભેર. ફીદા થઈ=વારી જઇને; આફ્રીન થઇને. પરોણાગત=મહેમાનગીરીનો આવકાર. અંહિ વ્યંગાર્થ હોવાથી 'મહાપૂજા,' 'પુષ્પાંજલિ,' 'હાથનો સ્વાદ' એવો અર્થ સમજવો. સાલપામરી પહેરાવી=ખુશબખ્તી બક્ષવા માંડી. મતલબ કે 'ખૂબ માર માર્યો', 'સખ્ત પુષ્પાંજલિ કરી.'

**પેરા ૩૨**—હાથ લાગી=જડી મળી આવી. વળ્યું નહિ=મતલબ પાર પડી નહિ; ધારણા નિષ્ફળ નીવડી.

**પેરા ૩૩**—હાથથી જતો રહ્યો=કાબુમાં રહ્યો નહિ; હદ ઉપરાંત ઉશ્કેરાઇ ગયો. લાંછન=બટ્ટો; એબ. વગર મોતે ઠેકાણે આણવા=મારી નાંખ્યા વગર સીધા દોર (પાંશરા) કરવા. મતલબ કે મરણતોલ હાલ કરી દઈને પરવશ કરી દેવા. ગુલામખત=પરાધીનપણે શરણે થવું તે; મૂંગે મ્હોંયે કબુલાત આપવી તે. સત્યાનાશ વાળે=સખ્ત હેરાનગતિ કરે. રાક્ષસી=જંગી; ઉગ્ર અને પ્રચંડ પ્રકાશવાળા.

**પેરા ૩૪**—દૂધથી દાઝેલાને=પોતાનીજ ભૂલના ભોગ બનેલાને અર્થાત્ પોતાનાંજ હાથનાં કર્યાં જેને હૈયે વાગ્યાં છે, એવાને.

**પૃ. ૧૬૮**—પકડ=Grasp. પલાયન કરી ગયો=નાસી છુટ્યો. દોટ મુકી=દોડી ગયો.

**પેરા ૩૮**-કડાકો=ધ્રૂજારો; ગર્જના. મૌન ધારણ કર્યું છે=ચુપકી જાળવી છે; મુંગો રહ્યો છું. ઓછું ન આણતાં=માઠું લગાડવાને બદલે.

**પેરા ૪૦**--અણઘટતું=અયોગ્ય; અઘટિત. તરફેણ=પક્ષપાત; વ્હાર.

**પૃ. ૧૬૯**—અકારી=અળખામણી; અપ્રિય. બાળકબુદ્ધિ=કાચી સમજ; અનુભવવિનાની અક્કલ. નવ્વાણું ત્યાં ભર્યા સો:–મતલબ કે સમુદ્રતરીને ખાબોચીયામાં શુ કામ ડૂબી જવું? ફળ સિદ્ધ થતાં સુધી પુરુષાર્થ ચાલુ રાખવો. પરંતુ અંહિ અર્થ નિરાળો છે. નવ્વાણું બગડ્યા છે, તો તેમા સોમા સખ્સ તરીકે આપણે ઉમેરાઇએ તો શી હરકત છે? આની સાથે સરખાવો 'ઝાઝા હાથ રળિયામણા.' 'The more the merrier' એ કહેવતો.

**પેરા ૪૫**—સ્તાનના સમાચાર:-મરણ પ્રસંગે સ્નાન કરવામાં આવે છે, તેથી 'અનિષ્ટ તથા દુ:ખદાયક બાતમી' એવો અર્થ અંહિ સમજવો. કૌતક=આશ્ચર્યકારક બનાવ; Romance.

**પૃ. ૧૭૦; પેરા ૪૬**—નહિ જેવા =નજીવા; ઘણા હલકા; ઉધડે લઈ નાંખતા=સખ્ત ધમકાવતા; ધૂળખંખેરી નાંખતા. ભાર=વક્કર; પ્રતિષ્ઠા. વાંકવસ્યો નહતો=કસુરની ખાતરી થઈ નહોતી.

**પેરા ૪૯**—જોવા જેવો=લક્ષમાં લેવા લાયક. મનલબ કે ઘણોજ અદ્દભુત અને આશ્ચર્યકારક. તોબરો ચઢાવીને=મિજાસમાં તોબરા સરખું મોટું મ્હોં કરીને; ગુસ્સાભેર મ્હોડું ચઢાવીને.

**પેરા ૫૨**—ઉદારતા ( સં, ભાવવાચક નામ )=ઔદાર્ય; પરગજુપણું; Charity.

**પૃ. ૧૭૧; પેરા ૫૬**—ગમે તેમ...વળગાડી=ફાવે તેમ પાસા ફેંકીને; અવનવી કળા અજમાવીને.

પેરા ૫૭—પુઠે પડયા છો=પીછો પકડયો છે; પાછળ પડયા છો. ચોકસાઈ=ચોક્કસ બારીક તપાસ. ખાલી પંચાત શી ?=નાહક તરદી શું કામ વ્હોરી લેવી ?

પેરા ૫૯—પાઘડી તરત ફેરવી નાંખી=ઝટ કરતી બાજી બદલી નાંખી; વાણીયા મૂછ નીચી કરીને ફેરવી તોલ્યું.

પેરા ૬૦—બિના=બાતમી; સમાચાર. નાટકજ ભજવે છે=કાંઇક હેતુને પાર પાડવા ખાતર કૃત્રિમ દંભ કરી રહયો છે—અર્થાત્ અજબ યુક્તિ અજમાવી રહ્યો છે.

પેરા ૬૧—બાજી હાથથી ગઇ=યુક્તિ નિષ્ફળ નીવડી; ચકિત= તાજુબ; છક.

પૃ. ૧૭૨; પેરા ૬૨—મન વસ્યાં નથી=મનની ખાતરી થઈ નથી; મનને સચોટ અસર ઉપજાવી શકયાં નથી.

પેરા ૬૮—વકીલાત=વકીલના જેવી વલણ; હિમાયત; તરફેણ.

પેરા ૭૦—મોંમાં આંગળાં ઘાલી=નાહક પજવણી કરીને; પરાણે ફરજ પાડીને; બળાત્કારપૂર્વક.

પૃ. ૧૭૧—નિકંદન=સત્યાનાશ; પાયમાલી. કયાં ભોગ લાગ્યા=એવી કમબખ્તી ક્યાંથી થઈ? અંહિ 'ભોગ' શબ્દનો અર્થ નોંધવા જેવો છે. 'દૈવે જેનો ભોગ લીધો છે એવી દશા,' અર્થાત્ 'દુર્દશા' એવો ખાસ અર્થ સમજવો. નંગ:—અંહિ વ્યંગાર્થ છે. વક્રોક્તિ કરી છે તેથી 'ઢંગધડા વગરની વ્યક્તિ', 'વિચિત્ર સ્વભાવનો પુરૂષ' એવો એનો અર્થ થાય છે. સુશિક્ષિત (સં)=Well-educated. ખાડામાં નાંખો=નાહક લગ્નબંધનની બેડીમાં જકડી દો; લગ્નની અગનમાં નકામી જલ્લાવો. ધ્યાનમાં રાખો કે 'ખાડો' એ શબ્દ 'આફત'ના અર્થનું ભાન કરાવે છે. વટાવી જાય=ટપી જાય. ઉછાંછળાપણામાં એને પણ હરાવે.

પેરા ૭૧—સટ્ટી આવ્યો=ચુપચુપ ચાલ્યો આવ્યો. રકઝક=તર્કવિતર્ક; સંકલ્પવિકલ્પ.

પેરા ૭૩—ભાવી (સં, 'ભૂ=થવું' એ ધાતુ પરથી)=પ્રારબ્ધ;ભવિષ્ય;નસીબ.

## પ્રકરણ ૨૦

**પૃ. ૧૭૪; પેરા ૧**—દૈવ (સં)=પ્રારબ્ધ; નસીબ. ડહોળી મૂક્યું હતું=ચહેરી નાંખ્યું હતું. ગરબડગોટો કરી દીધો હતો.

**પેરા ૨**—સંકડામણ=ફસાવટ; આફતનો બારીક સમય. જંજાળ=ઉપાધિ; ખટપટનો ત્રાસ. મન ઉડી ગયું હતું=નો કંટાળો આવી ગયો હતો. પ્રસાદ (સં)=બક્ષિસ; સક્રિય પ્રસન્નતાનું સ્મારક. બહોંસ=આગ્રહ.

**પૃ. ૧૭૫; પેરા ૩**—પ્રતિજ્ઞા (સં)=ટેક; આગ્રહભર્યો સંકલ્પ. અમીરી સંકલ્પ=અમીરને છાજે તેવો અર્થાત્ ઘણો ઉમદા ટેક.

**પેરા ૪**—ડગુમગુ=ડામાડોળ; અસ્થિર. ડંકો વાગ્યો=ફતેહ થઈ. વિધાતા (સં)=પ્રારબ્ધ; દૈવ. પાસો અવળો પડ્યો=ધારણા નિષ્ફળ નીવડી; યુક્તિ રદબાતલ થઈ.

**પૃ. ૧૭૬; પેરા ૫**—બારી=ઉપાય; ઇલાજ. સ્થાવર (સં)=સ્થાયી; વાડી બંગલા ખેતર વગેરે જેવી ખસેડી નહિ શકાય તેવી મિલકત; Immovable property. આસામી=સખ્સ; માણસ. ઘસારા=ટાંચ. અક્કલના ખાવિંદ:—વક્રોક્તિ છે. મૂર્ખ શિરોમણિ. 'અક્કલના દુશ્મન' એમ પણ એજ અર્થમાં કહેવાય છે. મતા=મિલ્કત; Property.

**પૃ. ૧૭૭; પેરા ૬**—કોલાહલ=ઘોંઘાટ; શોરબકોર.

**પેરા ૭**—હોહો=ઘોંઘાટ; બૂમરાણ. કારસ્તાન=કાવાદાવા; ખટપટ. રસ્તો માપી ગયો=પસાર થઈ ગયો.

**પેરા ૮**—જમાવ=ભીડ; ઠઠ.

**પેરા ૯**—મુખ્ય કર્તાહર્તા=સત્તા ચલાવનાર; સંચાલક; કારભારી મોં લેવાઈ ગયું હતું=અતિશય શોકને લીધે મ્હોંડાનું નૂર ઉડી ગયું હતું; ગમગીનીમાં ગરક થઈ જવાથી મુખનું તેજ ફીકકું પડી ગયું હતું.

**પૃ. ૧૭૮**—સર્વાનુમતે=સઘળાની એક મતિથી; Unanimously. નિદાન (સં)=ચિકિત્સાનો નિર્ણય; છેવટનો અભિપ્રાય.

**પેરા ૧૧**—સુપ્રત=સોંપવાની ક્રિયા. હૃદય ઉઘાડ્યા વગર રહેત નહિ =હૃદયમાં છુપાઈ રહેલા સર્વ ગુપ્ત વિચારો જાહેર કર્યા વગર રહેત નહિ;

હૃદયનો ઉભરો ખાલી કર્યા વિના રહેત નહિ. તીવ્ર લાગણીવાળો=આકળોભૂત; આવેશી. Sensitive. વેપારીમગજ=વેપારની તાલીમ વડે કેળવાએલી બુદ્ધિ; વ્યાપારવિષયક બુદ્ધિમત્તાની બાહોશી. ખોટનાપાસા=પ્રતિકૂળ સંજોગોના સપાટા; વિધિની વક્રતા.

**પૃ. ૧૭૯; પેરા ૧૨**—પાનસોપારી=લાંચ રૂશ્વત.

**પેરા ૧૩**—કોટીશ્વર (સં)=કરોડાધિપતિ; A millionaire. કેર=સિતમ; અસાધારણ આફત. આંચ=હાનિ; બાધ.

**પેરા ૧૪**—કરજ=ઋણ; દેવું. ચિત્રગુપ્તની પોથી=ધર્મરાજા જેમાં સંસારભરનાં પ્રાણી માત્રનાં પાપપુણ્યનો ઈન્સાફ નોંધે છે તે ચોપડો. તુલના (સં, **तुल्** to weigh)=સરખામણી; મુકાબલો. comparision.

**પેરા ૧૫**—મૃત શરીર (સં)=શબ; dead body. અત્યાચાર (સં)=ભયંકર જુલ્મ; સિતમ. પાષાણનાં=પત્થરનાં; લાગણીવિનાનાં.

**પૃ. ૧૮૦ પેરા ૧૬**—એન્ટનીનું કામ કર્યું=સીઝરના સરદાર એન્ટનીની પેઠે પોતાના શેઠનો અસરકારક બચાવ કર્યો. રંગ=પરિસ્થિતિ; સંજોગો.

**પેરા ૧૭**—સાચદિલી=અંતઃકરણની શુદ્ધિ; સહૃદયતા.

**પેરા ૧૮**—બીજ રોપનાર=સંસ્કાર પાડનાર; દીક્ષા આપનાર.

**પૃ. ૧૮૧; પેરા ૧૯**—યોગ્યપાત્ર=લાયક સાધન. આતુર (સં)=ઉત્સુક; ઈન્તેજાર. મનોવ્યથા (સં, તત્પુરૂષ સમાસ)=મનની વ્યથા–મુંઝવણ.

**પેરા ૨૦**—વારસો=legacy.

**પેરા ૨૧**—પુરૂષાર્થ (સં)=પુરૂષ જેને માટે તલસે છે એવું સત્વ; પરાક્રમ.

**પૃ. ૧૮૨; પેરા ૨૩**—હુંફ=સહાય; ઓથ; કુમક. નિઃસ્વાર્થ (સં, **निः+स्वार्थ**નો બહુવ્રીહિ સમાસ)=જેમાંથી સ્વાર્થ જતો રહ્યો છે એવી; સ્વાર્થવિનાની; અહેતુક. પિતૃભક્તિ (સં, ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=પિતા તરફની પૂજ્યભાવ ભરી લાગણી; પિતા તરફ ઈશ્વર તુલ્ય માન અને પ્રેમ.

**પૃ. ૧૮૩; પેરા ૨૪**—ડુબતો માણુસ તણખલું પકડે=A drowning man will catch at a straw. આફતમાં ફસાએલો માણુસ નિરાધાર વસ્તુનો પણ આશ્રય લેતાં આચકો ખાતો નથી.

**પેરા ૨૫**—અઘટિત=અનુચિત; અયોગ્ય.

**પેરા ૨૭**—અંતર્વ્યથા (સં, **अंत+ःव्यथा**)=અંતઃકરણમાં છુપાઈ રહેલું દુઃખ; મર્મવિદારી પીડા.

**પેરા ૨૮**—વૃત્તિ (સં.)=વલણ; અભિરૂચિ. Inclination.

**પૃ ૧૮૪; પેરા ૩૦**—સ્વાભાવિક અસ્પષ્ટતા (સં.)=કુદરતી રીતેજ નહિ સમજી શકાય તેવા અસ્પષ્ટ ઉચ્ચાર કરવાની ઢબ. શાદી=લગ્ન ક્રિયા, Marriage ceremony.

**પેરા ૩૧**—કુદરતનો કેર=પ્રતિકૂળ સંજોગોનો ત્રાસ; ચંચળ= અસ્થિર; ચલાયમાન.

**પેરા ૩૨**—સાધુવૃત્તિવાળો=સત્પુરૂષના જેવું વલણ ધરાવનારો; સૌજન્ય સંપન્ન; સદાચારી.

**પૃ. ૧૮૫**—ઘરમેળે=ખાનગી રીતે; Privately.

**પેરા ૩૪**—ગમેતેમ માથું ફોડજો=ફાવેતેવી ખટપટ કરજો.

**પેરા ૩૫**—પડદો ખસેડયો=ખરી વાતનું રહસ્ય ખુલ્લું કર્યું. પોત= ખરૂં સત્વ; Mattle.

**પેરા ૩૬**—દાનવીરો (સં), '**दान+वीर**'નો સપ્તમી તત્પુરૂષ સમાસ)= સખાવત કરવામાં સંકોચાય નહિ તેવા દાનશૂરો; દાનેશ્વરી. વાગ્બાણ (સં, કર્મધારય સમાસ)=વચનરૂપી બાણ; મ્હેણાં.

**પૃ ૧૮૬**; ખાલી ગયાં=નિષ્ફળ નીવડ્યાં; ધારેલી અસર કરી શક્યાં નહિ.

**પેરા ૩૯**—બળીયાના બે ભાગ=બળવાન માણસ બમણો લાભ ખાટી જાય આની સાથે સરખાવો નીચેની કહેવતોઃ—'જબરો થાય તે જીતે,' 'Might is right,' તથા '**जय श्री वीरगामिनी.**' (ફતેહરૂપી

સંપત્તિ વીર પુરૂષનેજ વરે છે.) ભોક્તા (સં, 'भुज्=ભોગવવું' એ ધાતુ ઉપરથી)=ઉપભોગ કરનાર.

**પેરા ૪૦**—સ્વપ્ને પણ ખ્યાલ ન હતો=સ્વપ્નમાં પણ કદી તેનો વિચાર સરખો સ્ફુર્યો ન હતો; અર્થાત્ તદ્દન અજાણ્યા હતા.

**પેરા ૪૧**—રાચરચીલું=માલમિલ્કત.

**પેરા ૪૨**—ડુચો નીકળશે=દમ આખર થઈ જવાશે. થાકી જવાશે. મુસ્તકીમ=અડગ ટેકીલા; ચુસ્ત આગ્રહી.

**પેરા ૪૩**—વાટાઘાટ=પતાવતની ભાંજગડ.

**પેરા ૪૪**—વાર્યું ન કરે તે હાર્યું કરે=પોતાનીફરજ સમજીને રાજી ખુશીથી બજાવતો ન હોય તેને પ્રતિકૂળ સંજોગોની ઠોકર વાગતાં પરાણે તે બજાવવી પડે છે. હાંજા ગગડી ગયા=ટાંટીયા ઢીલા થઇ ગયા; તદ્દન નાઉમેદ થઈ ગયો.

**પૃ. ૧૮૮**—ઉંચા=તેજીમાં; સારાભાવ ઉપજી શકે તેવી હાલતમાં.

**પેરા ૪૫**—દાવો=હક; Claim. ઓશિઆળો અવતાર=પરાધીન સ્થિતિ; લાચાર કંગાલીઅત. વિટંબણા (સં, **विडंबना**)=મુસીબત; હરકત.

**પૃ. ૧૮૯; પેરા ૪૭**—ઇષ્ટજન=આપ્તવર્ગ; મિત્રમંડળ.

**પેરા ૪૯**—ચારિત્ર્યની કસોટી=સ્વાભાવિક ગુણદોષની પરીક્ષા; સત્વપરીક્ષા. અમીરી રીતે=અમીરને છાજે તેવી ઉમદા રીતે.

**પેરા ૫૦**—નિડરતાથી= નિર્ભયપણે. સૌ સારૂંજ કરશે.=બધી રીતે કલ્યાણજ કરશે.

---

## પ્રકરણ ૨૧.

પૃ. ૧૯૦—દૃષ્ટિ=સમજશક્તિ; વિચારસરણી. રાજયોગી (યો)—યોગીઓને વિષે શ્રેષ્ઠ. ઈષ્ટછબી=પ્રિયમૂર્ત્તિ.

પેરા ૨—જે નર ધારે...તેને કાજઃ—શેક્ષ્કસ્પીઅરે પોતાનાં 'હેન્રી ધી ફોર્થ' નાટકમાં 'Uneasy lies the head that wears a crown." એ પ્રમાણે જે ઉદ્‌ગાર કાઢ્યા છે, તેનો આ અનુવાદ છે. કાલિદાસે પણ 'राज्ञां तु चरितार्थता दुःखोत्तरैव'। વગેરે વચનો વડે એજ આશયનું પોતાના ગ્રંથોમાં સમર્થન કરેલું છે. બેધણીઃ—એક રાજા અને બીજી પ્રજા.

પૃ. ૧૯૧—ગામ ભણી=પોતાનાં રાજ્યનું હિત જાળવવા તરફ. સીમ ભણી=પ્રજાકીય પક્ષના ઉદ્ધારના કાર્યમાં. બેમાંથી...નીકળી જાય= રાજા કે પ્રજા બેમાંથી ગમે તે પક્ષનાં દીલ દુભાય તો દિવાનનાં દુઃખનો પાર રહે નહિ. એક મ્યાનમાં બે તરવારઃ—રાજકીય નીતિ રૂપી મ્યાનમાં રાજા તેમજ પ્રજા બન્નેની તરફેણ એકકી વખતે કરવી તે. તલવાર ઉડીને...કરે=પોતાની રાજકીય નીતિનો દિવાન પોતે જાતેજ ભોગ થાય. કેમકે, બન્ને પક્ષને એકી વખતે રાજી રાખવાં એ ઘણું દુર્ઘટ કાર્ય છે. સુભાષિતકારે એજ આશયના સમર્થનમાં કહ્યું છે કે, રાજાના હિતેચ્છુ દિવાનનો પ્રજાકીય પક્ષ દ્વેષ કરે છે; રૈયતને રીઝવવા જે પ્રધાન ખટપટ કરે છે, તેને રાજા તરફથી પાણીચું મળે છે. આવા મુસીબતભર્યા સંજોગોમાં બન્ને પક્ષનું ત્રાજવું સમાન રાખીને રાજા અને પ્રજા ઉભયનું હિત સાધનાર ભાગ્યેજ કોઈ મળી આવે છે.

પેરા ૩—ચગદાઈ જવી ન જોઈએ=જુલમગાર રાજનીતિનો ભોગ નહિ થવી જોઇએ. સત્તા=રાજ્ય અધિકાર. યથા રાજા તથા પ્રજા=જેવો રાજા હોય છે, તેવીજ ત્હેની પ્રજા પણ બને છે. મતલબ કે, રાજા એ ઇશ્વરનો અંશ હોવાથી રાજ્ય કરનારા રાજાના સારાનરસા ગુણ ત્હેની પ્રજાનામાં આવે છે. એટલા માટેજ રાજાને કાળનો ઘડનારો કહ્યો છે. 'राजा कालस्य कारणं।' યથા પ્રધાન તથા પ્રજાઃ—પ્રધાન ગમે તેટલી સત્તા ધરાવતો હોવા છતાં આખરે એ તો રાજાનો નોકરજ કહેવાય. તેથી રાજાના જેવી સ્વતંત્ર સત્તા એની કદી પણ હોઇ શકે નહિજ. એજ કારણને લીધે રૈયતના સારા નરસા સંસ્કાર પ્રધાન ભાગ્યેજ પોતાની સત્તાથી

ઘડી શકે તેમ છે. તેથી 'જેવો પ્રધાન તેવી પ્રજા' એમ કહેવું તદ્દન ભ્રમભર્યું ગણાશે. કાળી ટીલી=કલંક; અપયશ.

પેરા ૪—મુહૂર્ત=Auspicious occaision; શુભ અવસર.

પૃ. ૧૯૨ પેરા ૬—સમસ્ત (સં)=સઘળી; તમામ સોએ વહાણ ડૂબી ગયાં હતાં=તદ્દન નિરાશ થઇ ગયો હતો; હતાશ થઈ જવાથી ગમગીનીમાં ગરક થઈ ગયો હતો. નિપુણતા (સં, ભાવવાચક નામ)=પ્રવિણતા; બાહોશી. આંખ...થઈ=સ્મરણપટમાં તાજાં થઇને. હૃદયને...હતાં=હૃદય વિદારી દુઃખ ઉપજાવતાં હતાં.

પેરા ૮—શોક સંગીત=દિલગીરીનું સૂચન કરતું ગાયન. રણશિંગડાં=Bugles. હૃદય ભેદક (સં)=હૃદયને પીગળાવી નાંખે એવું; ઘણુંજ અસરકારક.

પૃ. ૧૯૩—કુળાચાર અનુસાર (સં)=કુળના અસલ રીવાજ મુજબ. અગ્નિદાહ (સં)=અગ્નિ સંસ્કાર કરીને સળગાવવું તે.

પેરા ૯—ગંજાવર=ઘણી મોટી; જંગી. ફાળો=હિસ્સો. શબ્દરચના (સં, ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=શબ્દોની ગુંથણી. તમાશા=ફારસ; ફજેતીભર્યો દેખાવ. મોંમાંથી નીકળી પડયું=આપોઆપ ઉદ્‌ગાર નીકળી ગયા.

પેરા ૧૦—નામનાજ=મિથ્યા; માત્ર કહેવાના. મંજુરી=પરવાનગી; સંમતિ.

પેરા ૧૧—ફોરમલ=વ્યવહારની રૂઢિ જાળવવા પૂરતું—નહિ કે અંતઃકરણનું. સંધિ (સં)=સુલેહ; Peace. કોલકરાર=શરતો.

પૃ. ૧૯૪; પેરા ૧૬—પ્રતિચિત્ર (સં)=આબેહુબ નકલ-ચિતાર.

પેરા ૧૭—ઉદ્ધત (સં)=ઉછાંછળી; વિવેક વગરની Impudent. રસ્તાપર લાવશો=યોગ્ય કેળવણી આપીને સુધારશો. જીદ=દુરાગ્રહ: ખોટો મમત. એની મેળે=આપોઆપ; પોતાની રાજી ખુશીથી. ટીપે ટીપે સરોવર ભરાય:-ધીરજ અને ખંતથી ઘણાં મુસીબત ભર્યાં દુર્ઘટ કાર્યો પણ પાર પડે છે. આની સાથે સરખાવો 'કાંકરે કાંકરે પાળ બંધાય' તથા 'Patience and perseverence will overcome mountains' એ કહેવતો.

પેરા ૧૮—દાવ આવ્યે સોગટી મરાશે=યોગ્ય તકનો લાગ સાધીને ધારેલી શાબાશી દેવાશે. અનુકૂળ સંજોગોમાં કરેલું કામ હમેશાં પાર પડે છે, તેથી આમ કહ્યું છે.

પૃ. ૧૯૫, પેરા ૧૯—મહોત્સવ (સં, **મહાન્+ઉત્સવ**નો કર્મધારય સમાસ)=મોટો સમારંભ—ઓચ્છવ.

છાપ=છાયા; અસર.

પેરા ૨૦—આતશબાજી=દારૂખાનું.

પેરા ૨૧—રાજ્યની લગામ=રાજ્યઅધિકારની સત્તા. દિગ્દર્શન (સં, દિક્+દર્શનનો ષષ્ઠી તત્પુરૂષ સમાસ)=પૂરેપૂરો ખ્યાલ; સવિસ્તર માહીતી.

પેરા ૨૬—મહાત થવું=હારી જવું.

પેરા ૨૮—સવાઇ=ચઢિયાતી; ઢાંપી જાય તેવી.

પૃ ૧૯૬, પેરા ૩૦—સમસ્યામાં (સં)=સાંકેતિક ભાષામાં; સમજી ન શકાય તેવી અસ્પષ્ટતાથી. મને સંબોધો છો=મ્હારે વિષે ઉલ્લેખ કરો છો; મ્હારા સંબંધમાં કાંઇ કહો છો.

પેરા ૩૨—પૈસાદારનું જોઈ=શ્રીમંત લોકોની દેખાદેખીથી; તાલેવાનની વાંદરીયા નકલ કરીને.

પેરા ૩૫—ખટરાગ=ભપકો; ઠાઠમાઠ. રૂપનો ભંડાર=ખુબસુરતીનો ખજાનો. અલબત્ત આ વક્રોક્તિ હોવાથી 'બદશીકલનો નમૂનો' એવો અર્થ સમજી લેવો.

પેરા ૩૬—મનમાં એમ...કેની ?=એમને પોતાને એ વાતની બરાબર ખાતરી થતી હોય, ત્યારેને ? મતલબ કે એમને જુવાનમાં ખપવાની હોંસ હોવાથી એમને મન તો પોતાનું યૌવન સદા અમરજ રહેવાનું !

પેરા ૩૭—પેટ પકડી હસવું આવ્યું=રોકયું રહે નહિ એટલું હાસ્ય ઉપજ્યું. હસતાં હસતાં પેટ દુઃખી જવાથી પેટ પકડવું પડે છે, એવી કલ્પના કરી છે. છટા=કળા; ફેશન.

પેરા ૩૯—જુદોજ સૂર કાઢયો=તદ્દન વિલક્ષણ અભિપ્રાય દર્શાવ્યો. તરાપ મારે=કૂદાકડો મારે; સાહસભેર પ્રયાસ કરે. સાર=સારાંશ; ખાસ મુદ્દો.

પૃ. ૧૯૭—મૂળ=બીજ; કારણ.

પેરા ૪૦—ઉતાવળે આંબા પાકે નહિ=આંબાને ફળતાં ઘણાં વર્ષ લાગે છે, તેથી આ અન્યોક્તિનો એવો અર્થ થાય છે કે મુસીબતભર્યાં મહાન્ કાર્યો કાંઇ તાબડતોબ સિદ્ધ થઇ શકે નહિ. લપલપાટ કર્યે ઉલટું કામ કથળી જાય છે. આની સાથે સરખાવો. 'Haste is waste', તથા 'Rome was not built in a day' એ કહેવતો.

પેરા ૪૧—રૂચિ (સં, રુચ્=ગમવું)=શોખ; અં. Taste. વૃત્તિ (સં)=ભાવના; લાગણી. સહવાસ (સં)=સંગત; પરિચય.

પૃ. ૧૯૮, પેરા ૪૨—મોઢાંબા કરવા લાગી=ખુશામતભેર ખાતર કરવા લાગી; આગળ પડતું માન આપવા લાગી. ઇંતેજાર=ઉત્સુક; આતુર.

પેરા ૪૪—ખંચાવા લાગ્યો=સંકોચાવા લાગ્યો. વિચાર તરંગમાં ગોથાં ખાતો=વિચારવમળમાં મુંઝાતો. દેવાંગના (સં, देव+अंगना નોષષ્ઠી તત્પુરૂષ સમાસ)=દિવ્ય કાન્તિવાળી સ્ત્રી; દેવતાઈ–દેવી જેવી–સ્ત્રી; A celetial beauty. આંખ=નજર; દ્દિષ્ટ. ભાસ (સં)=દેખાવ; કલ્પના.

## પ્રકરણ ૨૨

પૃ. ૧૯૯; પેરા ૧—વૈધવ્ય (સં, 'विधवा' પરથી ભાવવાચકનામ) =વિધવાની સ્થિતિ; રંડાપો. Widowhood. સધવા (સં)=સૌભાગ્યવતી-ધણીવાળી–સ્ત્રી; હેંસુ સ્ત્રી. હાલ જાય...ન જાય=ગમે તેવી સ્થિતિમાં પણ મનુષ્યનો જાતિસ્વભાવ બદલાતો નથી. 'State and wealth are gone, but disposition still remain's'. વળી સરખાવા એની સાથે આ કહેવતો. 'પ્રાણ ને પ્રકૃતિ સાથેજ જાય;' કૂતરાની પૂંછડી વાંકી તે વાંકીજ'! 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી'? બેહુદો=હદ કરતાં ઝાઝો; અનીતિભર્યો.

પેરા ૨—રાંડયા પછી ડહાપણ આવ્યું=આસમાની સુલતાનની સંજોગોના ધપ્પા ખાધા પછી તે એવા અનુભવથી ઘડાઈને શાણી બની. પરંતુ અંહિ આ કહેવતનો જૂદાજ અર્થમાં ઉપયોગ કરવામાં આવ્યો છે. 'વિધવા થયા પછી શાણપણની સત્તાનો કુરપ બેસાડવાને સંજોગોની અનુકૂળતા ત્હેને મળી આવી.' કુરપ=દાબ; સત્તાનો ત્રાસ.

પૃ. ૨૦૦—હાલતે ચાલતે કુંકું પાડતી=નજીવા કારણસર વાંધા વચકા પાડીને લડી પડતી; અર્થાત્ 'તું કહેતાં ટુંકાઈ જતી અને છીંકતાં છીંકું પાડતી'. ટુંપી નાખતી=હવેરી કરી મુકતી; હદ ઉપરાંત હેરાન કરતી. સહજ (સં सह+ज)=સ્વાભાવિક; કુદરતી.

પૃ. ૨૦૧, પેરા ૪—મલાવી મલાવીને=મીઠું મરચું ભેળીને; અતિશયોક્તિ કરીને. નિર્જલ (સં, બહુવ્રીહિ સમાસ)=જેમાં પાણી સરખું પણ પીવાની છુટ નથી એવો; ઘણો કડક.

પેરા ૫—વાતુડીયા=બહુબોલા. ઓધો બાળતી=ખારી ખાસ્તી; બાંગડો વાટતી. ભોળવીને...બેતાં=ફલાવી પટાવીને ત્હેને પરાણે પોતાની સઘળી વાતો કહેવાની ફરજ પાડતાં.

પેરા ૬—રોષ કાઢતા=ગુસ્સો પ્રકટ કરતા; દાઝ કાઢતા. ખરા બપોરે હા કહેતી:–મતલબ કે, ચંદ્ર કદી બપોરે હોયજ નહિ, તેમ છતાં કુબેર

પ્રસાદની સ્ત્રી એવી તો કામગરી અને વિવેકી હતી કે ધણીનું કોઈ પ્રકારે દીલ દુભાવા પામે નહિ તેટલા ખાતર સઘળી વાતમાં તેની હાયે હા ભણી જતી. આની સાથે સરખાવો:-"સભા સમંતુ બોલીએ, જો મન, રીઝે રાય; કીડીએ કુંજર ગળ્યો, તોયે ન કહીએ નાય."

પેરા ૭—ભોગ ફરી વળતા=કમબખ્તીના કાંઠા થતા; પૂરેપૂરી પાયમાલી થતી. પેટ ખોલી વાત કરવાને બદલે=ખુલ્લા દીલથી નિખાલસપણે સઘળી વાત બરાબર નહિ કરતાં; હૃદયને ઠાલવી દઇને મનની સઘળી ગુંચ ઉકેલવાને બદલે.

પેરા ૮—હાલતે ચાલતે...કરાવશે=પોતાના પરિચયમાં આવનારને સંસારના દરેક વ્યવહારમાં એ પોતાની વિદ્વત્તાની સચોટ છાપ પાડશે. સમાગમ (સં, સમ+આગમ)=સહવાસ; પરિચય. પેટમાં રાખતો=મનમાં સમાવી દેતો; જાહેર કરતો નહિ. ગઇ ગુજરી વિસરવી=ભૂતકાળના કડવા માઠા અનુભવોને વિસારે પાડવા; બેઠેલો પોપડો ઉખેડવો નહિ તે.

પેરા ૯—એકમાર્ગી (સં)=સીધા રસ્તાની; નીતિને ન્યાયી માર્ગે ચાલનારી; Straightforward. ફાળ મારતી=એકદમ લડી પડતી; સખ્ત છછણી પડતી.

પૃ. ૨૦૩—દાણો ચાંપી જોયો હતો=હેની કસોટી કરીને ખાતરી મેળવી હતી. ખોટું ભેરવવાનું કરી જોયું=માંહોમાંહ લડાવી મારવાની નારદ કળા અજમાવવાનો અખ્તરો કર્યો. મનમાં વસ્યું નહિ=મનને ખાતરી થઈ નહિ. શહેરખબરી=આખા શહેરના સઘળા સમાચારની ખબર રાખનારી; જીવતું જાગતું ગેઝીટ.

પેરા ૧૦—મોં જોતીજ નથી=ભાવ પૂછતી નથી; બીલકુલ બેદરકાર રહે છે

પેરા ૧૧—વિનોદ (સં)=ટોળ; મજાક મશ્કરીની વાત. નિર્દોષતા (સં, ભાવવાચક નામ)=બીનગુનેહગારપણું, અર્થાત્ ભોળપણ. મનમાં રાખી =છાની રાખી; જાહેર કરી નહિ.

પૃ. ૨૦૪ પેરા ૧૨—ઉભરો=પ્રબળ વેગ. મતલબ કે પોતાનાં દીલનું દુઃખ તેઓને જાહેર કર્યું. એનું કાંઇ લઇ લેતી હઉં=એને લૂંટી લેતી હોઉં; એને હેરાન કરતી હોઉં. રમકઝમક કરતાં=ઠઠારી મઠારીને; ખુબ ઠાઠમાઠભેર. કેટલાં પાણીમાં તરે છે=કેવા દાવપેચ રમે છે; કેટલી ચાલાકી ચલાવી રહ્યા છે,

પેરા ૧૫—દિલ ખોલી=મન મુકીને; હૃદય ઠાલવીને અર્થાત્ નિખાલસપણે.

પૃ. ૨૦૫; પેરા ૧૭—કર્ણદોષ (સં)=કાનનો દોષ; કાને સાંભળેલો આરોપ. મતલબકે પુરાવાની ખાતરી વિનાની માત્ર સાંભળેલી વાત.

પેરા ૧૮—નામ દેવાં જવાની છુંનામ જાહેર કરી દેવાની છું. કુતૂહલ (સં)=જીજ્ઞાસા; Curiosity; કૌતુક જાણવાની હોંસ. મતલબકે અતિશય જીજ્ઞાસા ઉપજવાથી કાલાવાલા કરવા લાગી.

પેરા ૧૯—ઝળઝળીઆં=આંસુ; ચકલેજ મૂકું=ફજેતીના ફાળકા કરી નાંખું; પોલ ખોલી નાંખું.

પેરા ૨૦,—સત્તરસો=ઘણીયે; જોઇએ તેટલી.

પેરા ૨૧,—ચાલ પર......મારી=રીતભાતને માટે કરડાકીભરી ટીકા કરી; વર્તણુંકના ઉપર વક્રોક્તિ કરીને વાંધો દર્શાવ્યો. આશા આપીને રોવડાવી=લાલચ આપીને ફસાવી; પેટમાં પેસીને પાળી મારી; દગો દીધો. હાથતાળી આપી ફસાવશે=ખોટી લાલચમાં લપટાવીને છેતરશે; ઠગવિદ્યા વાપરીને ખુવાર કરશે.

પેરા ૨૨,—વગોણા ગેઝેટ=વગોણું કરનારૂં વર્તમાનપત્ર. તંત્રી (સં) તંત્ર ચલાવનાર; અધિપતિ; Editor. કામ કર્યાજ કરે=ઉપરા ચાપરી નવી નવી નકલો કાઢયાંજ કરે. પેટનું બળ્યું ગામ બાળે=જેને કાંઈ કારણસર અંગત વેર છે, એવો ઝેરીલો માણસ પોતાની દાઝ કાઢવાને અનેકને હેરાન કરે છે. સાધન (સં)=મદદગાર; સહાયક. આગળ કરી=ઉશ્કેરી આપીને; સળકડી કરીને. આઘી બેઠી=ખસી ગઈ; મતલબ કે દૂર રહ્યાં રહ્યાં તમાશો જોવા લાગી. લડાઈ લગે તો પૈસા દઉં=લડાઇ જગાવવામાં હરકોઈ પ્રકારે સહાય કરી આપું; 'રૂડાનાં રળિયાત થવું'; નારદ કળા અજમાવીને માંહોમાંહ્ય લડાવી મારવાને હરકોઈ સાધન કામે લગાડયાં. કાર્ય (સં)=ધંધો; જીવનસૂત્ર. હોળી સળગાવતી=ક્લેશ કંકાસની આગ ફેલાવતી; કજીયાનું કારણ ખડું કરતી.

પૃ. ૨૦૬; પેરા ૨૩—ગપગોળો ગબડાવ્યો=અફવા ફેલાવી; છાપરે ફેંકી. પ્રેમદૃષ્ટિ (સં)=પ્રીતિની લાગણી. સ્નેહભાવ. કલ્પી શકયો નહિ=અનુમાન કરી શકયો નહિ. સંબંધ તુટશે=વેરાણું થશે; ઉંચા મન થશે. પાયા વગરની=નિરાધાર; તદ્દન બનાવટી મિથ્યા. અણસારો=સૂચના; ઇશારો. છેડાઇ પડયો=છંછેડાઈ પડયો; ખીજવાઇ ગયો.

પેરા ૨૪—ઓછું લાવવાની=માઠું લગાડવાની; દિલ દુભવવાની.

---

## પ્રકરણ ૨૩

પૃ. ૨૦૭—શૂન્ય=વસતિવિનાનું; ઉજ્જડ.

પેરા ૧—સાધનભૂત(સં)=સહાયક; મદદગાર. અનુપમ(સં)=અતુલનીય; બેનમૂન. Incomparable. અતિશયોક્તિ ન કહેવાય=વધારે પડતું નહિ ગણાય; બંધબેસતું વર્ણન ગણાશે. વાસો=મુકામ; પડાવ. ઉદ્દેશ(સં)=હેતુ; મતલબ. ભ્રમર (સં)=ભમરો. માહાત્મ્ય (સં)=મહિમા; પ્રભાવ. નમન (સં)=નમસ્કાર.

પેરા ૨—અસાધારણ જમાવ થયો હતો=માણસોની મોટી મેદની ભેગી થઈ હતી વિશિષ્ટતા (સં)=ખાસ તફાવત Distinction, Specihlity. ઉતરડ=એક ઉપર એક એમ ઉપરાચાપરી નાનાંમોટાં માટલાં અગર વાસણો ચઢાવ્યાં હોય તે.

પૃ. ૨૦૮, પેરા ૩—અગ્રસ્થાન (સં)=આગળપડતું સ્થાન; નેતા તરીકેનો ઉચ્ચ અધિકાર; સરદારી. ગળે ઉતારી શકતો=મગજમાં ઠસાવી શકતો; ખાતરી કરાવી શકતો.

પેરા ૪—ક્ષુદ્ર વૃત્તિનો (સં)=હલકાં મનનો; નીચ સ્વભાવવાળો. જેને તે દાઢમાં...છુંદી નાંખતો=જે કોઈ ત્હેના ગુસ્સાનો ભોગ થતું ત્હેને તે ખુવાર કરી નાંખતો; જેના પર ત્હેની ઇતરાજી થતી, તે દમ આખર થઈ જતો. ઘુસણી=પગપેસારો; લાગવગ. કાલોઘેલો=તદ્દન રાંક અને નિષ્કપટ; ભોલોદોલો. ભીતર=હૃદય. મતલબ કે ઉપલકીયા દૃષ્ટિએ જોતાં તે કાલો-ઘેલો જણાતો, પરંતુ ખરી રીતે પહોંચેલબુટ્ટી હતો.

પૃ. ૨૦૯, પેરા ૫—તોર=દિમાગ; તમરી.

પેરા ૭—સરપાવ=ખુશબખ્તી; બક્ષિસ.

પેરા ૮—વિરોધી (સં)=પ્રતિપક્ષી; સામા પક્ષના. Antagonists. પરાજય (સં)=હાર; Defeat.

પેરા ૯—મુજરો=રજવાડી ઢબથી નમન કરવું તે.

પૃ. ૨૧૦; પેરા ૧૧—આકર્ષણ (સં)=ખેંચાણ; મહેરબાનીભર્યું વલણ.

પેરા ૧૨—સ્વમત (સં, स्व+मत)=પોતાનો અભિપ્રાય. હઠીલા સ્વભાવનો=દુરાગ્રહી; જીદ્દી.

પેરા ૧૫—મણનો પાડ મૂકશે=ઉપકાર કર્યાનું વારંવાર કહી બતાવશે; ઉપકારના બોજા નીચે આપણને છુંદી નાંખશે-શરમિંદા પાડશે. નાનમ=ઓશિઆળાપણું; અલ્પતા.

પૃ. ૨૧૧ પેરા ૧૭—રાજ્યબંધુ (સં)=રાજ્યનો વફાદાર સેવક—મિત્ર. રાષ્ટ્રબંધુ=સ્વદેશ પ્રત્યેની સાચી સેવા ભાવનાથી પ્રેરાએલો દેશભક્ત પંથે પડે=પોતાને રસ્તે સીધાવે; પોતાને વતન જાય.

પેરા ૧૮—ધણીને સુઝ્યું તે લાંકણીમાં=મનુષ્યને પસંદ પડી ગએલી વસ્તુ ગમ તેટલી હલકી હોવાછતાં ત્હેનાં મનથી તો સવાવીસજ ગણાવાની. આની સાથે સરખાવો નીચેની કહેવતો :—'રાજાને ગમી તે રાણી ને છાણાં વીણુતી આણી'; 'મન મળ્યું ત્યાં જાત શી જોવી?' 'Fancy passeth beauty'; 'Fair is not fair but that which pleases'. ઉપર ચડાવતા=ઉંચી પદવી (પાયરી) એ લઇ જતા.

પૃ. ૨૧૨;—મનનું સાંકડાપણું=મનની સંકુચિત વૃત્તિ; વગવસીલો; પક્ષપાતભર્યું વલણ. ભાવી પ્રબળ છે=નસીબની ખુબી ન્યારી છે; વિધિનો પ્રભાવ સર્વત્ર પોતાની સત્તા અજમાવે છે. એક સૈકો પછાત છે=પાછલી સદીના અર્થાત્ જૂના જમાનાના માણસોના જેવા અજ્ઞાની અને સંસ્કાર વિનાના છે. લાંબા લાંબાં તડાકા મારવા નકામા છે:-ઉદાત્ત સંસ્કૃતિના આદર્શોની માત્ર ચર્ચા કરવાથી આપણને કશોય સંગીન લાભ થઇ શકશે નહિ. સતત પરિશ્રમ વેઠીને એ આદર્શોને અનુભવમાં ઉતારવાની ખાસ જરૂર છે.

પેરા ૧૯—ગોળગોળ=મોઘમ; અસ્પષ્ટ; મુત્સદ્દીભર્યો. જખમારીને= નિરૂપાય થઇને; લાચાર બનીને.

પેરા ૨૦—તેના માથાનો હતો=ત્હેને પૂરેપૂરો પહોંચી વળે તેવો હતો પોષણ (સં)=પુષ્ટિ; ટેકો.

પેરા ૨૧—હિંમત હાર્યો નહિ=નાઉમેદ-હતાશ-થયો નહિ. Didnot lose heart.

પૃ. ૨૧૩—પગપેસારો=લાગવગ; સત્તા. Influence.

પેરા ૨૨—સજ્જ=તૈયાર; સાવધ.

પેરા ૨૩—પેત=યુક્તિ; પેરવી. ભંડારમાં ઉંદરની પેઠે છિદ્ર પાડવા= રાજ્યની ત્રીજોરીનું તળીયું લાવવા; રાજ્યની દોલત બરબાદ કરવાને.

પેરા ૨૪—ગત=યુક્તિ; પ્રપંચ, રજેરજ=પૂરેપૂરો; નસે નસે. ફાંસામાં લેવા=છક્કડ ખવડાવવાને; ફસાવટમાં નાંખવાને. હૈયાનો ભાર હળવો થયો નહતો=માથાપરનો ચિન્તાનો બોજો કમી થયો નહતો. પ્રતિપક્ષીને... ખરો=પોતાના વિરોધીને હંફાવવાની યુક્તિ રચતો હોવા છતાં.

પૃ. ૨૧૪—ચિત્તની અભિવૃત્તિ (સં)=મનનું વલણ; માનસિક રૂચિ. આધ્યાત્મિક (સં)=અધ્યાત્મવિદ્યા (તત્વજ્ઞાન) સંબંધી.

પેરા ૨૫-ઉદ્દગાર(સં)=ઉભરામાં નીકળતાં વચનો.અભિલાષા(સં)=ઇચ્છા.

પેરા ૨૬—માનવજાતિ માટે...કરી નથી=જનસમાજનાં કલ્યાણને કાજે આત્મભોગ આપતાં સંકોચાયા નથી. કીર્તિદેવીએ વરમાળ પહેરાવી છે=પ્રખ્યાતિ ત્હેમને વરી છે; ત્હેમણે સારો યશ મેળવ્યો છે.